# સારી સારી વાતો.



લેખક,

માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

ઍાસિ. માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ;

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

સોમચંદ ભગવાન શાહ, અને કંપનિ.

પાનકોરને નાકે—અમદાવાદ.



સંવત્ ૧૯૭૩. સને ૧૯૧૭.



આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦

કિંમત ૦-૨-૦

# પ્રસ્તાવના.



ગુજરાતી સાહિત્યમાં બાળકોને ઉપયોગી થઈ પડે એવાં વાર્તાનાં પુસ્તક બહુ થોડાં છે. આ લઘુ પુસ્તક લખી એવાં પુસ્તકમાં એકનો વધારો કરવો એ એક હેતુ છે.

જુદાં જુદાં ઘણાં પુસ્તકમાંથી વાર્તાઓની ચુંટણી કરવામાં આવી છે. માત્ર વાર્તાઓનું વસ્તુજ લેવામાં આવ્યું છે; વાર્તા લખવાની શૈલી માટે લેખક પોતે જવાબદાર છે.

નાનાં બાળકો માટેની વાર્તાઓ ટુંકી, સાદી સરળ ભાષામાં લખાયલી, આનંદદાયક, બોધપ્રદ, નીતિગર્ભ કલ્પનાશક્તિને પોષે એવી, આ ઇત્યાદિ ગુણયુક્ત હોવી જોઈએ. આ પુસ્તકની એકેએક વાર્તા આ પૈકીના એક યા વધારે ગુણયુક્ત છે, એમ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

આવા પુસ્તકની પ્રસ્તાવનામાં વધુ લંબાણ કરી 'મીઆં વેંતભર ને દાઢી હાથભર' જેવું શા માટે કરવું ?

અમદાવાદ. } લિ૦

તા. ૧-૫-૧૫. } માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

# સારી સારી વાતો.

## શિયાળ ને દ્રાક્ષ.

એક હતું શિયાળ. તેને દ્રાક્ષ બહુ ભાવતી. દ્રાક્ષના દહાડામાં એક દિવસ તે છાનુંમાનું કોઇના દ્રાક્ષના ખેતરમાં પેસી ગયું. માંડવા ઉપર પાકી રહેલી સુંદર દ્રાક્ષનાં ઝુમખાં જોઇ તેના મોંમાં પાણી આવ્યું; પણ માંડવો ઉંચો હતો. દ્રાક્ષ પાડવા માટે તેણે ઘણા ઘણા ઠેકડા માર્યા ને તદબીરો કરી, પણ ફોકટ! એકે દ્રાક્ષ પડી નહિ. બહુ બહુ ફાંફાં મારવા છતાં કંઇજ વળ્યું નહિ, ત્યારે નિરાશ થઇ તે એમ બોલતું બોલતું ખેતરમાંથી ચાલ્યું ગયું, કે કંઇ નહિ; દ્રાક્ષ બહુ ખાટી છે તો!

---

## કવિ અને ધનવાન.

કોઈ એક કવિ ધનવાનને ઘેર જઇ, તેની છેક પાસે જઈને બેઠો. પેલા ધનવાનને આ બહુ અપમાન ભરેલું લાગ્યું; તેથી તેણે પેલા કવિને પૂછ્યું, કે તારી ને મૂર્ખની વચ્ચે કંઇ પણ અંતર છે? કવિએ ગંભીરતાથી જવાબ વાળ્યો, કે હા ભાઇ, માત્ર એક વેંતનું અંતર છે. પેલો ધનવાન તો આ સાંભળી ચુપજ થઈ ગયો!

---

## બે મિત્રો.

કોઇ એક દરિદ્ર પુરુષને ઈશ્વરકૃપાથી ધનનો એક ચરૂ જડયો. એ વાત સાંભળી દૂર ગામ રહેતો તેનો એક મિત્ર તેને મુબારકબાદી આપવા આવ્યો. ધનમદથી પેલો માણસ એવો તો આંધળો બની ગયો હતો, કે જાણે કોઈ દિવસ ઓળખતોજ નહોય તેમ તેણે પેલા આવનાર મિત્રને પૂછયું, તું કોણ છે? શા માટે અહિં આવ્યો છે? આથી પેલા મિત્રને ઘણોજ ક્રોધ ચઢયો; પણ તે દબાવીને તેણે શાંતિથી કહ્યું: ભાઇ, કોઇએ મને કહ્યું, કે તને ઓચિંતો અંધાપો આવ્યો છે; તેથી હું તારી ખબર લેવા, ને દિલગીરી દર્શાવી તને શાન્તિ થાય એવાં બે વચનો કહેવા આવ્યો છું!

---

## માખી ને મધ.

એક ભૂખી માખીને એક દિવસ એક મધનું વાસણ જડયું. તેના કાના પર બેસી ચુસાય તેટલું મધ તેણે ચૂસ્યું, પણ તેથી તેને સંતોષ થયો નહિ. ત્યાંથી ઉડીને તે મધ ઉપરજ બેઠી, અને વળી બને તેટલું વધારે ચૂસ્યું. જ્યારે પેટ ફાટે એટલું ચૂસી રહી, ત્યારે ત્યાંથી ઉડવાનો વિચાર કર્યો; પણ લાચાર, કેમે કરી તે ઉડી શકી નહિ. તેના પગ મધમાં એવા તો ચોંટી ગયા હતા, કે ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં તે નીકળ્યા નહિ; ઉલટા વધારે ને વધારે ઉંડા ઉતરતા ગયા. આમ લોભ કરતાં છેવટે માખીએ મધમાં ગુંગળાઇ જઈ પોતાનો જીવ ખોયો.

---

## બે વાસણ.

એક માટીનું ને એક તાંબાનું એમ બે વાસણ એક નદીના પ્રવાહમાં તણાતાં જતાં હતાં. રખેને કોઈ સાથે અફ્ળાઈને ફુટી જવાય એવી બીકથી પેલું માટીનું વાસણ બહુ ડરતું હતું. તે જોઈ પેલા તાંબાના વાસણે કહ્યું, ડરીશ નહિ, દોસ્ત, મારી સાથે રહે. હું તારૂં રક્ષણ કરીશ. આ સાંભળી પેલા માટીના વાસણે ગભરાતાં કહ્યુંઃ ના, ના, કૃપા કરી આપ મારાંથી દૂરજ રહેજો. બીજા કશા કરતાં મને તો આપનીજ બહુ બીક લાગે છે ! આપજ મારૂં મૃત્યુ કદાચ આણી નાખશો ! આપના જેવા જબરાની મિત્રતા મારા જેવા નબળાને છાજે નહિ. સરખાની મિત્રતાજ શોભે.

---

## ભિખારી ને કંજુસ.

કોઈ એક ભિખારી એક કંજુસ પાસે થોડાક દ્રવ્યની યાચના કરવા લાગ્યો. કંજુસે તે સાંભળી કહ્યુંઃ ભાઈ, જો તું મારી એક વિનતિ કબુલ રાખે તો હું પણ તારી માગણીને માટે વિચાર કરૂં. દ્રવ્યના લોભથી તે ભિખારીએ આતુરતાથી પૂછ્યુંઃ બોલો, તમારી શી ઇચ્છા છે ? પેલા કંજુસે કહ્યુંઃ મારી ઇચ્છા એ છે, કે તારે મારી પાસે જરા પણ દ્રવ્ય માગવું નહિ. મારી માગણી કબુલ કરીને હવે તારે જે માગવું હોય તે ખુશીથી માગી લે. પેલો ભિખારી વીલે મોઢે ચાલ્યો ગયો !

---

# ગંજી પરનો કુતરો.

એક ડાઘીઓ નામે કુતરો હતો. એક દિવસ તે એક ઘાસની ગંજી પર ચઢીને બેઠો હતો. ત્યાં એક ભૂખી ગાય ઘાસ ખાવા આવી. ગાય બિચારી બહુ દુઃખી હતી. તેનો ધણી દૂધ દોહી લઇ રોજ તેને હાંકી મૂકતો, ઘાસનો પૂળો સરખો પણ નાખતો નહિ. ગાય બિચારી શું કરે ? ખાવાનું શોધવા તે આખો દહાડો આમ તેમ રખડે, ને જે મળે તે ખાય. સાંજ પડે એટલે પોતાના વહાલા વાછરડાને મળવા ઘેર જાય.

તે દિવસે ગાયને બહુ ભૂખ લાગી હતી. ગંજી પાસે જઇ જેવી તે ઘાસ ખાવા જાય છે, કે તરત ડાઘીઓ જોસથી ભસવા મંડી ગયો, ને કરડવા દોડયો. ગાય બિચારીએ ઘણાએ કાલાવાલા કર્યા, પણ તેને તેણે ઘાસનું તરણું સરખું પણ ખાવા દીધું નહિ. આથી નિરાશ થઈ તે બિચારી બીજે કંઇ ખાવાનું શોધવા ગઇ. જતાં જતાં તેણે કહ્યું કેઃ—

ખાવું નહિ, દેવું નહિ, મૂર્ખા, તારે ઘાસ;
મહેનતથી રક્ષણ કરે, કયા અર્થને કાજ ?

# પાપી પુત્ર.

એક વેપારી હતો. તેણે કમાઇને પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. ઉંમર થઇ એટલે તે બહુ અશક્ત થઇ ગયો. તેનાથી કોઇની મદદ વિના હાલી ચાલી શકાતું પણ નહિ. તેના પાપી પુત્રે પિતાનું સઘળું દ્રવ્ય તો લીધું, પણ બાપની ચાકરી કરવાનું તેને બહુ ભારે થઇ પડ્યું. સહેલાઈથી પીડા ટળે એમ ધારી તેણે પોતાના બાપને માત્ર એક લુગડા-ભેર એક અશક્તાશ્રમમાં મોકલવાની ગોઠવણ કરી. બિચારા ડોસાએ ઘણીએ નામરજી દર્શાવી ને બહુએ કલ્પાંત કર્યું, પણ પેલા નિર્દય દીકરા ઉપર જરા પણ અસર થઈ નહિ. તેના આવા દુષ્ટ કામથી આખા શહેરમાં હાહાકાર થઈ ગયો. પ્રેમ કરતાં લોકોના અપવાદથી ડરી તેણે પોતાના એકના એક ૭ વર્ષના પુત્રને કપડાંની બે જોડ આપી, ડોસાને પહોંચાડી આવવા ફરમાવ્યું. તેણે થોડી વાર પછી છોકરાને પૂછયું: કેમ અલ્યા, તું પેલાં કપડાં આપી આવ્યો કે? છોકરે કહ્યું: હા એક જોડ આપી આવ્યો. બાપે કહ્યું, કેમ અલ્યા, એક? બે આપી આવવાનું કહ્યું હતું ને? દીકરે જવાબ વાળ્યો, કે બાપાજી, બંને શેની આપી દઇએ? તમને હું ત્યાં મોકલીશ ત્યારે એક જોઇશું ને! નાના સરખા દીકરાના આ ઉત્તરથી પેલા પાપીના ઉપર બહુ અસર થઈ, ને તેનું હૃદય પીગળ્યું. તેણે ડોસાને એકદમ પાછો ઘેર તેડી આણ્યો, અને અંત સુધી તેની બહુ સેવા ચાકરી કરી.

---

# યુક્તિથી પકડાએલો ચોર.

કોઈ શહેરમાં એક ધનવાન વાણીઆને ત્યાં ચોરી થઈ. એ વાતની રાજાને ફરિયાદ થતાં રાજાએ વાણીઆના સર્વ નોકરો અને બીજા પણ શહેરમાં રહેતા કેટલાક શક-દારોને બોલાવી એકઠા કર્યા. પછી સરખી લંબાઈની એકેક લાકડી દરેકને આપી રાજાએ કહ્યું, હવે જાઓ. કાલે આવો ત્યારે સૌ પોતપોતાની લાકડી લેતા આવજો. જેણે ચોરી કરી હશે, તેની લાકડી રાતમાં આપોઆપ એક આંગળ વધશે, અને એથી ચોર સહેલાઇથી પકડાશે. સૌ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. હવે જે માણસ ખરેખરો ચોર હતો, તેણે બીજે દિવસે સવારમાં વિચાર્યું, કે નક્કી રાતમાં આપણી લાકડી એક આંગળ વધીજ હશે; માટે લાવને તેટલી કાપી નાખું, કે પછી પકડાઉંજ નહિ. આમ વિચાર કરી તેણે પોતાની લાકડી એક આંગળ ભરી કાપી નાખી, અને સમય થતાં રાજા પાસે જઈ ઊભો. રાજાએ બધાની લાકડી સરખાવી જોઈ, અને પેલાની ટુંકી માલમ પડતાં તેજ ચોર છે એમ જણાવ્યું. પેલા ચોરથી જરાએ ચૂંચાં થઇ શક્યું નહિ, અને રાજાએ તેને સખ્ત શિક્ષા ફરમાવી.

---

૧૧

# હોલામાંથી ચુલામાં.

એક ગૃહસ્થની સ્ત્રી બહુ ઉદ્યોગી હતી. પ્રભાતમાં તે કુકડો બોલે કે તરત ઉઠે, દાસીઓને જગાડે, ને સૌને જુદાં જુદાં કામે વળગાડી દે. પ્રભાતની મીઠી ઊંઘ ખોવી પડે તેથી સર્વ દાસીઓ પેલા કુકડા પર બહુ રીસે બળે ને કહે, કે આ મુઓ વહેલો ઉઠી બોલે છે તેથી પેલી જાગેછે, અને આપણને મધુરી ઊંઘમાંથી જગાડે છે. આથી એક દિવસ દાવ જોઈ તેમણે પેલા બિચારા નિરપરાધી કુકડાને કોઇ ન જાણે એમ મારી નાખ્યો, અને પછી રાતે નિરાંતે સૂતી. ઘડપણ આવેલું હોવાથી પેલા ગૃહસ્થની સ્ત્રીને રાત્રે ઊંઘ બહુ ઓછી આવતી. તેમાં વળી વખત જાણવાનું સાધન કુકડો હતું, તે જતું રહેવાથી બહુ મોડું થઈ ગયું હશે એમ ધારી, તે હંમેશના કરતાં પણ હવે વહેલી ઉઠવા લાગી, અને સૌને ઉઠાડવા લાગી. ધારેલો હેતુ સાધવાને આમ ઘણું ઘાતકી કામ કરવા છતાં, દુઃખ મટયું નહિ પણ ઉલટું વધ્યું, તેથી પેલી દુષ્ટ દાસીઓ બહુ પસ્તાઇ; અને શેઠાણી બીજો કુકડો લાવે તો સારૂં એમ ઇચ્છવા લાગી !

# મહેનતનો બચાવ.

એક કંદોઈની દુકાને એક ખેડુત મિઠાઈ ખરીદવા ગયો. કંદોઇ લુચ્ચો હતો. ખેડુતને ગામડીઓ જાણી, તેણે હાથ ચાલાકી કરી તેને ઓછું તોલી આપવા માંડયું. તે જોઇ પેલા ખેડુતે કહ્યું, ભાઇ, તમે ઓછું તોળી આપો છો. કંદોઇએ કહ્યું, તેમાં શું? તમારે ઓછું ઉંચકી જવું પડશે! આ સાંભળી પેલો ખેડુત તો ચુપ રહ્યો. મિઠાઇ તોળાઈ રહ્યા પછી ખેડુતે તેની કિંમતના રૂપીઆ કંદોઇને આપી દીધા, પણ એક રૂપીઓ જાણીજોઇને ઓછો આપ્યો. રૂપીઆ ગણી જોઈ કંદોઇએ કહ્યું, આમાં એક રૂપીઓ ઓછો છે ને! ખેડુતે ઠાવકું મોં રાખી કહ્યું, તેમાં શું ? તમારે એટલો ઓછો ગણવો પડશે ! કંદોઇ તો આ સાંભળી ચુપજ થઇ ગયો.

---

# બહુ ડાહ્યો છોકરો.

ચંદુ નામે એક છોકરો હતો. તે પોતાને બહુ ડાહ્યો માનતો. એક દિવસ પોતાના હાથમાં બે જામફળ લઇ તેણે પોતાના નાના ભાઈ રંજુને પૂછયું, રંજુ, મારા હાથમાં કેટલાં જામફળ છે ? રંજુએ કહ્યું, બે. ચંદુ કહે, ખોટું, ત્રણ છે. રંજુએ જરા ખીજવાઇને પૂછયું, શી રીતે ? આ બે જણાય છે ને! ચંદુએ કહ્યુ, જો, આ એક, ને આ બે; અને બે ને એક ત્રણ. તને એટલીએ ખબર પડતી નથી ! આ પ્રમાણે તે પોતાના નાના ભાઇને ચીડવતો હતો, એટલામાં તેમના બાપા ત્યાં આવી પહોંચ્યા. નાનો રંજુ બાપા પાસે ફરિયાદ કરવા મંડ્યો. બાપાએ કહ્યું, બહુ સારૂ; ચંદુ તું બહુ ડાહ્યો છે; લાવ એ જામફળ, આપણે વહેંચી લઇએ. ચંદુએ જામફળ બાપના હાથમાં આપ્યાં, એટલે બાપે કહ્યું: જો, આ એક મારૂં; આ બીજું રંજુનું; અને ત્રીજું જે રહ્યું, તે તું ખાજે ! ચંદુ તો શરમાઇને ચડીચુપ થઈ રહ્યો!

---

# એક મૂગો ભિખારી.

એક ભિખારી હતો. તેણે વિચાર કર્યો કે જો હું મૂગો છું એમ લોકને જણાવું, તો તેઓ મારી દયા ખાઈ મને વધારે ભીખ આપે. આથી તેણે બોલવું બંધ કરી મૂગો હોવાનો ઢોંગ આરંભ્યો; એટલુંજ નહિ પણ એક પાટીઆમાં 'મૂગો' એવું ચીતરાવી તે પાટીયું કોટે ટાંગી ગામમાં ફરવા લાગ્યો. લોકો તેને મૂગો જાણી તેની દયા ખાતા, અને તેને બીજા ભિખારીઓ કરતાં કંઈક વધારે આપતા. એક બીજા ભિખારીથી આ સહન થયું નહિ. તેણે પેલા ઢોંગીનો ઢોંગ ઉઘાડો પાડવાનો નિશ્ચય કર્યો. એક દિવસ તે બંને સાથે બેઠા હતા, એટલામાં એક ગૃહસ્થ ત્યાં આવ્યા. પેલા ઢોંગીની દયા ખાઈ તેમણે તેને એક આની આપવા માંડી. તે જોઈ પેલો બીજો ભિખારી બોલ્યો, શેઠ, એ તો ઢોંગ કરેછે, મૂગો છેજ નહિ. આ સાંભળી પેલા ઢોંગીની રીસનો તો પારજ ન રહ્યો. તેણે પેલાને ક્રોધથી કહ્યું: બેવકુફ, જૂઠું બોલે છે, હું તો જનમ્યો ત્યારનોજ મૂગો છું. પેલા બીજા ભિખારીએ હસતાં હસતાં કહ્યું, જુઓ શેઠ, એ કેવો જૂઠ્ઠો છે! શેઠ પણ આની આપ્યા વિનાજ મોં મલકાવી ત્યાંથી ચાલતા થયા!

---

# પંડિત ને ખલાસી.

એક વેળાએ એક પંડિત જળમાર્ગે મુસાફરી કરતા હતા. વાતના પ્રસંગમાં તેમણે હોડીવાળા ખલાસીને પૂછયું, ભાઇ, તમારા પિતા કયાં મરી ગયા? તેણે જવાબ આપ્યો કે મારા બાપ, તેના બાપ, તેના બાપ, ને તેના બાપ—એ સઘળા દરિઆમાંજ ડૂબીને મરી ગયા છે. પેલા પંડિતે આશ્ચર્ય પામી કહ્યું, ત્યારે તું હજુ પણ આ ધંધો છોડી શા માટે બીજે ધંધે વળગતો નથી? ખલાસી જરા હસ્યો, અને બોલ્યો, પંડિતજી, આપના બાપ, વડવા વગેરે કયાં મરી ગયા હતા? પંડિતે કહ્યું, તે સૌ જમીન પર પાથરેલી પથારીમાં દેવ થયા હતા. પેલા ખલાસીએ ટોણો માર્યો કે તમારા બાપ દાદા જમીન પર મુઆ છતાં તમે જમીન પર રહેવાનું છોડતા નથી; અને મને દરિયામાં વહાણ ચલાવવાનો ધંધો છોડવાનો બોધ કરો છો એ શું? પંડિત તો આ સાંભળી ચુપ થઈ ગયા અને ફરી પંડિતાઈ કરવાનુંજ ભૂલી ગયા.

# ખલાસીઓ ને સાધુ.

એક મોટા સાધુ એક સમયે વહાણમાં બેસી લાંબી મુસાફરી કરતા હતા. તેમના સિવાય વહાણમાં બીજો કોઈ મુસાફર ન હોવાથી સાધુ બહુ મુઝાયા; કારણકે વાતચીત કરવાને પણ ખલાસીઓ સિવાય બીજું કોઇ નહોતું. અને એમના જેવા સાધુએ એવાઓની સાથે તે વાત પણ શી કરવી? આથી આ મહારાજ થોડા દિવસ તો મૂગા રહ્યા, છેવટે બહુ કંટાળ્યા, ત્યારે તેમની સાથે કંઈ વાર્તાનો પ્રસંગ શોધવાનો તેમણે બિચાર કર્યો. ભેગા મળી આનંદથી વાતો કરતા ખલાસીઓ બેઠા હતા, ત્યાં જઈ એક દિવસ તેમણે પૂછ્યું: અલ્યા ભાઇઓ, તમને વાંચતાં લખતાં આવડે છે કે? ખલાસીઓએ જવાબ વાળ્યો, ના. સાધુએ કહ્યું: ધિક્ મૂર્ખાઓ, તમારી ચોથા ભાગની જિંદગી નકામી ગઇ. વારૂ, સંગીત વિષે તમે કંઈ જાણો છો? ખલાસીઓએ કહ્યું: ના, અમે તો એનું નામજ આજે સાંભળ્યું. સાધુએ કહ્યું, ત્યારે તમારી અડધી જિંદગી નકામી ગઈ. વારૂ, ખગોળવિદ્યા સંબંધે પણ કંઈજ જાણતા નથી? જવાબ મળ્યો, ના. મહારાજે જરા ચિડાઇને કહ્યું: અરે નરપશુઓ, તમારી પોણી જિંદગી એળે ગઈ.

ઈશ્વરનું કરવું એવું કે થોડીવારમાં ભારે વાવાઝોડું થઈ આવ્યું, ને વહાણ ડૂબશે એવું લાગવા માંડ્યું. તે પ્રસંગે પેલા ખલાસીઓએ પેલા સાધુને પૂછ્યું: મહારાજજી, કંઈ તરતાંબરતાં આવડે છે કે? મહારાજે કહ્યું: ના રે ભાઈ,

આપણને એવું તેવું કંઈ આવડતું નથી. ખલાસીઓએ હસતાં હસતાં કહ્યું: મહારાજ, ત્યારે આપની તો આખીજ જિંદગી એળે જવાની જો! આ સાંભળી મહારાજ ઉભા ઉભા આંસુ સારવા લાગ્યા.

---

## વાંદર અને વાઘ.

એક ઝાડની ટોચે એક વાંદરભાઈ બેઠા હતા. તેજ ઝાડ નીચે આવી એક વાઘભાઇ છાનામાના સૂતા. વાંદરે વાઘને જોઈ વિચાર કર્યો, કે ગમે તે કરશે, તો પણ વાઘભાઈ ઉપર આવી શકવાના નથી; માટે લાવ આજ જરા મજાક બનાવું. એમ કહી તેણે વાઘભાઈને દાંતીયા કરી, હુકાહુક કરી, ચીડવવા માંડ્યા. વાઘભાઈની ઊંઘ ભાગી તેથી તેમને રીસ તો ઘણીએ ચઢી; પણ ઉપર જવાવાનું નથી, અને વાંદરને કંઈ થઈ શકવાનું નથી, એમ જોઇ વાઘભાઇ તો છાનામાના બેસી રહ્યા. આથી વાંદરભાઈનું ચઢી વાગ્યું. તેમણે વાઘભાઈને વધારે ને વધારે પજવવા માંડ્યા. આખરે કંટાળી બોલ્યા ચાલ્યા વિના વાઘભાઈ ત્યાંથી જવા માંડ્યા; ત્યારે વાંદરભાઇએ મજાકમાં કહ્યું: ભાઈ, માફ કરજો, મેં આપને ઊંઘવા ન દઈ બહુ અપમાન આપ્યું છે. વાઘભાઇએ દાંત કકડાવી કહ્યું: મૂર્ખા, તું મને શું અપમાન આપતો તો! તેં નહિ, પણ ખરી રીતે તો આ ઊંચા ઝાડે મને અપમાન આપ્યું છે! નહિ તો બચ્ચા, તું ક્યારનોએ જોઇ લેતે!

# ચોટ્ટો જમણો હાથ.

એક ચોરે એક રાત્રે એક માણસના ઘરમાં ખાતર પાડી ઘરેણાંનો દાબડો ચોર્યો. પોલિસે તપાસ કરી, બીજેજ દિવસે શક ઉપરથી તેને પકડી કાઢી, રાજાની હજુરમાં ઉભો કર્યો. ચોરે પોતાનો બચાવ કરતાં કરગરીને કહ્યું, કે દયાળુ સાહેબ, એમાં મારો કશોય વાંક નથી. મારો આ જમણો હાથ બહુ ખરાબ છે. એણેજ ખાતર પાડયું છે અને ઘરેણાંનો દાબડો ચોર્યો છે. હું તો તે વખતે માત્ર ઉભો રહ્યો હતો; માટે કૃપા કરી આપને સજા કરવી હોય તો આ મારા જમણા હાથને કરો. આ સાંભળી રાજાએ કહ્યું, બહુ સારૂં. એ લુચ્ચા હાથને હું પાંચ વર્ષના સખ્ત કેદખાનાની સજા ફરમાવું છું. એ કેદની સજા ભોગવે તે દરમિઆન તમે તમારે કેદખાનાની બહાર રહેવું હશે તો સહેલાઈથી રહી શકશો. ચોર પોતાની યુક્તિ નિષ્ફળ ગઈ જાણી નિરાશ થઈ હાથ સાથે કેદખાનામાં ગયો!

# ચમત્કારી લોક.

એક ગામડીઓ કોઈ વખત શહેરમાં ગયો નહોતો. એક વખત તેને કંઈ કામ પ્રસંગે ભરૂચ જવાનું થયું. શહેરમાં રસ્તા પર ફરસબંધી કરેલી જોઈ તે બહુ આશ્ચર્ય પામ્યો. આમ રસ્તા પર તે આ શહેરી લોકે શા માટે પત્થર જડાવ્યા હશે, તેનો વિચાર કરતો કરતો તે શહેરમાં ચાલ્યો જતો હતો, એવામાં એક દુકાનમાંથી બે કુતરા કૂદી પડયા; અને કોણ જાણે શાથી પેલા ગામડીઆને જોસથી ભોં ભોં કરી ભસવા મંડયા. એક તો કરડવા પણ દોડી ગયો! આથી પેલો તો ગભરાયો, અને જાણે પોતાના ગામડામાં ફરતો હોય, એમ કુતરાને મારવા માટે નીચો વળી પત્થર શોધવા મંડયો. પોતાના પગ નીચેજ પત્થર જોઈ તેણે તે ઉપાડવા પ્રયત્ન કર્યો, પણ કેમે કરી તે ઉપાડી શકયો નહિ; કારણ કે પત્થર તો જડી લીધેલા હતા. આથી પેલો ગામડીઓ જરા ખીજવાઇને બબડવા લાગ્યો: કેવા ચમત્કારી લોક! પત્થરને આમ જડી દે છે, અને કુતરાને છુટ્ટા મૂકે છે! અહિં તો સઘળું ઉલટુંજ ઉલટું દેખાય છે! આવા શહેરને સો ગંજના નમસ્કાર; આપણે તો આપણું ગામડુંજ સારૂં!

---

# રાજા ને વાંદર.

કોઈ એક રાજા પાસે એક વાંદર હતો. તે રાજા સાથે એવો તો હળી ગયો હતો, ને રાજાને તેનું એવું તો ગાંડું લાગ્યું હતું, કે તેણે તેને પોતાનો હજુરીઓ બનાવ્યો હતો. વાંદરનો રાજાને એવો તો વિશ્વાસ હતો, કે સુવાના ઓરડામાં જવાની પણ તેને છૂટ હતી; એટલુંજ નહિ, પણ રાજા જ્યારે નિદ્રાવશ થતો ત્યારે એ વાંદરજ તેની રક્ષા કરતો. એક દિવસે એવું બન્યું, કે રાજાજી શાન્તિથી પલંગે પોઢ્યા હતા, અને તેમનો પેલો વહાલો હજુરીઓ—વાંદર સુંદર પંખાવડે પવન નાખી રહ્યો હતો. એવામાં એક માખી ઉડીને રાજાની છાતી પર બેઠી. વાંદરે જોતાંજ તેને પંખા વડે ઉરાડી મૂકી, પણ તરતજ તે ફરી આવીને બેઠી. બે ચાર વખત આમ થયું, એટલે જન્મથીજ ક્રોધી સ્વભાવના વાંદરભાઈ બહુજ ગુસ્સે થઈ ગયા. પોતાના રાજાને હેરાન કરનાર આવા હઠીલા શત્રુનો નાશજ કરવો જોઇએ, એવો વિચાર કરી તેણે ખીંટીએ ભેરવેલી તરવાર લીધી, અને માખી ઉપર સખ્ત ફટકો લગાવ્યો. માખી તો ઉડી ગઈ, પણ નિર્દોષ બિચારો રાજા આવા મૂર્ખની સોબત કરવાથી માર્યો ગયો. કહેવત છે, કે દાનો દુશ્મન સારો; પણ મૂર્ખ મિત્ર ખોટો.

---

# ભાડે કરેલો ઘોડો.

એક મુસાફરને કેટલેક અંતરે આવેલા એક ગામ જવું હતું. ઉનાળાનો દહાડો હોવાથી તાપ બહુ પડતો હતો. તડકામાં ચલાશે નહિ, એમ ધારી તેણે એક ઘોડો ભાડે કરી લીધો, અને મુસાફરી શરૂ કરી. ઘોડાનો માલીક પણ ઘોડો પાછો આણવા માટે સાથેજ ચાલતો આવ્યો હતો. થોડેક દૂર ગયા, એટલે બે ત્રણ ગાઉનો ઉજ્જડ, રેતાળ જમીનનો ટપ્પો આવ્યો. એમાં ગાઉ એક ગયા એટલે તો ઉનાળાનો તાપ એવો લાગ્યો, કે ત્રણે જણ ગભરાઈ ગયા. ઝાડ મળેજ નહિ, કે તેને છાંયડે બેસાય. એવામાં ગભરાયલો મુસાફર પેલા ઘોડાનો જે છાંયો પડ્યો હતો તેમાં બેઠો. પેલો માલીક પણ ત્યાં બેસવા ગયો, પણ છાંયો માત્ર એક માણસ બેસે એટલો હોવાથી તેને જગ્યા મળી નહિ. તેણે પેલા મુસાફરને કહ્યું, તું અહિંથી ઉઠ; મેં ઘોડો ભાડે આપ્યો છે, તેનો છાંયો નહિ. મુસાફરે એ માન્યું નહિ. તેણે કહ્યું: ઘોડા સાથે તેનો છાંયો પણ આવીજ જાય. માલીકે એ વાત માની નહિ, અને બંને જણ ઘોડાને છુટો મૂકી લઢવા લાગ્યા. તેઓ લઢવામાં હતા એટલે તાપથી કંટાળેલો ઘોડો પૂર જોસથી છાંયડે ઉભો રહેવા નાઠો. નાઠો તે નાઠો. ત્રણ દહાડે માલીકને ઘેર એની મેળે જઈ ઉભો રહ્યો. પેલા છાંયડા માટે લડનારા મૂર્ખ વીલે મોઢે ઘોડા પાછળ ઘણુંએ દોડયા, પણ ઘોડો શાનો પકડાય! આમ છાંયડા માટે લડતાં મૂર્ખાઓએ ઘોડો ગુમાવ્યો.

---

# સોદાગરો ને રાજા.

એક રાજા હતો. તેના ખજાનામાં બહુ ધન એકઠું થયું હતું. એક દિવસે રાજધાનીમાં કેટલાક પરદેશી ઘોડાના સોદાગરો આવ્યા. રાજાને ઘોડા રાખવાનો બહુ શોખ હતો. તેથી તે ઘોડા જોવા ગયો. તેમાંના કેટલાક તેને બહુ ગમ્યા ને તેણે ખરીદ્યા. વળી એથી પણ વધારે સારા ઘોડા પોતાના દેશમાં થાય છે, એમ સોદાગરોના કહેવાથી રાજાએ તેમને એક લાખ રૂપીઆ આગળથી આપ્યા ને કહ્યું: આના ઊંચામાં ઊંચી જાતના ઘોડા આણી આપજો. તેઓ પૈસા લઈ ચાલતા થયા, ને ઘણો વખત થયો છતાં સોદાગરો કે ઘોડા કોઈ આવ્યું નહિ.

એક દિવસ તે રાજાએ આનંદમાં વાતચીત કરતાં પોતાના પ્રધાનને કહ્યું, કે આપણા રાજ્યમાં મૂર્ખ કેટલા છે, તેની એક યાદી બનાવી મને કાલે બતાવજો. બીજે દિવસે પ્રધાને હુકમ પ્રમાણે યાદી તૈયાર કરી બતાવી. તે જોઈ રાજાને બહુ આશ્ચર્ય લાગ્યું; કેમકે યાદીમાં સૌથી પહેલું નામ તેનું પોતાનુંજ મૂકેલું હતું. તેણે પ્રધાનને એનો ખુલાસો પૂછયો. તેણે ઘણી નમ્રતાથી ઉત્તર વાળ્યો, કે અન્નદાતા, આપે નામ ઠામ જાણી લીધા વિના પરદેશી સોદાગરોને એક લાખ રૂપીઆ ઘોડા લેવા આપ્યા, તથા આપનુ નામ આ યાદીમાં પહેલું આવે છે. રાજાએ આતુરતાથી પૂછયું: પણ કદાચ તેઓ ઘોડા લઈ પાછા આવશે તો? પ્રધાને કહ્યું:—તો આપનું નામ એમાંથી કાઢી નાખી, તેમનું નામ આપને બદલે એ સ્થળે લખવું પડશે!

---

# વફાદાર વજીર.

એક પાદશાહની કોઈ કારણથી પોતાના વજીર પર ઇતરાજી થઈ. તેણે તેને કાઢી મૂકવાનો અને નવો વજીર નીમવાનો વિચાર કર્યો. વજીરને તેણે પોતાનો ઇરાદો જણાવ્યો, અને કહ્યું: તમારી અત્યાર સુધીની સારી નોકરી-ના બદલામાં હું તમને એક ગામ ઇનામ આપવા માગું છું; માટે તમારે તે પસંદ કરી લેવું. વજીરે નમ્રતાથી ઉપ-કાર માન્યો, અને કહ્યું: ખુદાવંદ, આપને યોગ્ય લાગે એવું એક ઉજ્જડ ગામ મને ઇનામમાં આપશો તો મહેરબાની થશે. બાદશાહે પોતાના રાજ્યમાં ઉજ્જડ ગામ કયું છે, તેની તપાસ કરાવી; પણ એકે માલમ પડયું નહિ. આથી વજીર-ને બોલાવી તેણે તે વાત જાહેર કરી, અને બીજું ગામ માગવા સૂચના કરી. વજીરે કહ્યું: નામદાર, મારા કારભારમાં આપને એક પણ ઉજ્જડ ગામ મળશે નહિ, એવું આપનું રાજ્ય આબાદ છે એ બતાવવા માટેજ મેં એવી માગણી જાણી જોઇને કરી હતી. તે આપે જાણ્યું એટલે બસ. હવે વિશેષ કશાની મને ઇચ્છા નથી. હું રજા લઉં છું. બાદશાહ વજીરનાં વચનોનો મર્મ કળી ગયો, અને તેનેજ વજીરપદ પર કાયમ રાખ્યો.

---

# ફરી જવાનું ફળ.

એક વાણીઆની એક હજાર રૂપીઆની થેલી મુસાફરી કરતાં આગગાડીમાં રહી જવાથી ગુમ થઈ હતી. આ વાતની જાણ પડતાં તેણે વર્તમાનપત્રમાં જાહેરખબર આપી, કે મારી રૂપીઆની થેલી ખોવાઇ છે. કોઇને એ થેલી મળી હોય, તો તેણે મને પાછી પહોંચાડવી; પહોંચાડનારને સો રૂપીઆ ઈનામ આપવામાં આવશે. એક ભલા માણસને તે થેલી મળી હતી. તે પેલી થેલી જેવી મળી હતી તેવીજ લઈ પેલા વાણીઆ પાસે ગયો, થેલી સોંપી, અને ઇનામના રૂપીઆ માગ્યા. બધા સો રૂપીઆ આપી દેવા પડશે, એવા વિચારથી વાણીઆ ભાઇને જરા દુઃખ થવા લાગ્યું. રૂપીઆ બચાવવા માટે તેણે એક યુક્તિ કરી. રૂપીઆ ગણી જોવાનો ઢોંગ કરી તેણે કહ્યું: ! વાહ તમે તમારા ઈનામના રૂપીઆ તો પહેલાંથીજ કાઢી લીધા જણાય છે, ને હવે ફરી કેમ માગો છો? પેલા માણસે પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું, કે મેં કંઈ પણ અંદરથી લીધું નથી; પણ વાણીઓ માને શાનો? આથા એ તકરાર ઠેઠ રાજા પાસે ગઈ. વાત પરથી રાજાજી વાણીઆની લુચ્ચાઈ સમજી ગયા, તેમણે વાણીઆને પૂછયું: શેઠ તમારી કેટલા રૂપીઆની થેલી ખોવાઈ છે? વાણીએ કહ્યું: હજાર રૂપીઆની. સરકાર. રાજાએ કહ્યું: ઠીક, પણ તમારા જણાવવા પ્રમાણે આ તો નવસો રૂપીઆની થેલી છે અને આ માણસ જુઠું બોલે છે, એમ માનવાને કંઇ કારણ નથી; માટે એ તમારી થેલી હોવી જોઇએજ નહિ. ખરો માલીક મળતા સુધી એ થેલી જેનેજડી છે, તેનાજ કબજામાં સોંપવામાં આવે છે! વાણીઓ વીલે મોંએ પસ્તાતો પસ્તાતો ઘેર ગયો.

# કાચનાં વાસણ.

એક રાજાએ પોતાના મહેલના એક ઓરડામાં કાચનાં ઘણાં સુંદર વીસ વાસણોનો સંગ્રહ કર્યો હતો. એક દિવસ અકસ્માત્ રાજાના એક અધિકારીથી તેમાંનું એક વાસણ ફૂટી ગયું. ખબર સાંભળી રાજા બહુ ગુસ્સે થઈ ગયો, ને તે અમલદારને મોતની શિક્ષા ફરમાવી. આથી રાજ્યમાં હાહાકાર થઈ ગયો. શિક્ષા અમલમાં મૂકાતા પહેલાં, એક દિવસ એક સંન્યાસી રાજાના દરબારમાં આવ્યો; ને તેણે જાહેર કર્યું, કે હું કાચનાં વાસણ સાંધી નવા જેવાં બનાવી શકું છું. રાજા એ સાંભળી ખૂશ થયો. સંન્યાસીને પેલા ઓરડામાં લઈ જઈ ફુટેલું વાસણ બતાવ્યું, ને તે સાંધી આપવા વિનતિ કરી. સંન્યાસીએ છુમંતર કરતો હોય એવો ઢોંગ કરી પોતાનો દંડ ઊંચકયો, અને એક, બે, ત્રણ, એમ બાકીનાં બધાં વાસણ ભાગી નાખ્યાં. રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું: અરે મૂર્ખ, તેં આ શું કર્યું ? સંન્યાસીએ ઠંડે પેટે જવાબ આપ્યોઃ મેં માણુસ જાત પ્રત્યેની મારી ફરજ બજાવી. આ દરેક વાસણ કદાચ આપની પ્રજામાંના એકેક માણુસનો ભોગ લેત. હવે તો આપને માત્ર મારા એકલાનો ભોગ લેવાનો રહ્યો.

રાજા સંન્યાસીનું કહેવું સમજ્યો, ને તેની હિંમત અને ડહાપણુથી ખૂશ થયો. તરતજ તેણે પેલા વાસણ ફોડનાર અધિકારીની સજા રદ કરી. પોતાનો હેતુ સિદ્ધ થયો જાણી સંન્યાસી શાંતિ ને સંતોષથી પોતાના મઠ તરફ વળ્યો.

---

# બીજા માટે આંબા વાવનાર ખેડુત.

એક રાજા શિકારે નીકળ્યો હતો. જંગલમાં તેણે એક ઘરડા ખેડુતને આંબાનાં ઝાડ વાવતો જોયો. રાજાને આથી ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે પોતાની સાથેના અમલદારોને કહ્યું: આ ખેડુત કેવો મૂર્ખ છે! આટલો વૃદ્ધ થયા પછી હવે આંબા વાવવા બેઠો છે! તેઓ પણ ખેડુતની મૂર્ખાઈ પર હસ્યા. પછી રાજાએ પેલા ખેડુતને પાસે બોલાવી પૂછ્યું: ડોસા, તારી ઉંમર કેટલી હશે વારૂ? તેણે કહ્યું: મહારાજ, મને વર્ષ તો ૮૦મું ચાલે છે, પણ હજુ હું દૃઢ ને તંદુરસ્ત છું. રાજાએ પૂછ્યું, કે હજુ કેટલું વધારે જીવશો એમ લાગે છે? આ આંબાની કેરીઓ ખાવા તમે જીવતા હશો એમ ધારો છો? નકામી મહેનત શું કરવા કરો છો? પેલો ખેડુત જરા હસ્યો, ને બોલ્યો: ગરીબપરવર, હું જાણું છું કે એનાં ફળ ખાવા હું જીવતો રહેનાર નથી; પણ મારા બાપદાદાએ જેમ કર્યું છે, તેમ મારે પણ કરવું જોઈએ. તેમણે આંબા વાવ્યા હતા તો આજે હું કેરીઓ ખાઉં છું, અને હું વાવીશ તો મારાં છોકરાં ખાશે.

રાજા આ જવાબથી બહુ ખૂશ થઈ ગયો, અને ખેડુતને દસ રૂપીઆ ઇનામ આપ્યું.

તે લઈ ખેડુત નમન કરી હસતો હસતો બોલ્યો: મહારાજ, જુઓ, હું એ ઝાડ નકામાં રોપતો નહોતો. જે દિવસે મેં એ રોપ્યાં, તેજ દિવસે પણ તેમણે મને આ ફળ આપ્યું.

# બુદ્ધિની બલિહારી.

એક શ્રીમંત પણ બેઅક્કલ ગૃહસ્થે પોતાનું જુનું ઘર પાડી તે જગ્યાએ નવું સુંદર મકાન બાંધવાનો કંટ્રાકટ આપ્યો. ઠરાવ પ્રમાણે કંટ્રાકટરે નવું ઘર બાંધી આપ્યું; પણ જુના ઘરનો કાટ, ઈંટો, નળીઆં, કામઠાં, વગેરેનો એક મોટો ઢગ બારણા સામે પડ્યો રહ્યો. તે જોઈ પેલા ગૃહસ્થ રીસ કરી બોલ્યા: આ સઘળો કચરો અહિં શા માટે પડ્યો રહેવા દીધો છે? એને ગમે ત્યાં નાખી આંગણું સાફ કરી આપો. પેલા કંટ્રાકટરે કહ્યુંઃ તે ખરૂં સાહેબ, પણ એ બધું ગામ બહાર ભાગોળે નાખતાં તો મોટો ખર્ચ થાય; આપની એવી ઈચ્છા હશે, એ હું જાણતો નહોતો. પેલા ગૃહસ્થે કહ્યું: પણ ભાગોળે શું કામ લઈ જાવ; અહિં પાસેજ એક મોટો ખાડો ખોદી તેમાં નાખી દોને! કંટ્રાકટરે કહ્યું, કે આ આટલો મોટો ઢગ નાખવા માટે બહુ મોટો ખાડો જોઈએ. તે તો જાણે ઠીક, પણ એમાંથી માટીનો મોટો ઢગ થશે તે ક્યાં નાંખવો? પેલા ગૃહસ્થે જરા મિજાજ ખોઈને કહ્યું, કે આ તમારો કેવો પ્રશ્ન! એજ ખાડાને જરા આજુ-બાજુથી ખોદી ખણી તૈયાર કરો, તો માટી અને આ કચરો સઘળું સમાઈ જાય. જરા તો અક્કલ પાસે આવવા દો! આ સાંભળી કંટ્રાકટરે હસતાં હસતાં કહ્યું: શેઠ, આપની બુદ્ધિની તો બલિહારી છે! આમ કહી તેણે ત્યાંથી રસ્તોજ માપ્યો!

---

# ગધેડું ને ખચ્ચર.

એક હતું ગધેડું ને એક હતું ખચ્ચર. ગધેડા પર ઊન લાદેલું હતું અને ખચ્ચર ઉપર મીઠું લાદેલું હતું. તેઓ ચાલ્યાં ચાલ્યાં જાય છે, એટલે એક નાની નદી આવી. તે ઉતરતાં ખચ્ચર ઉપર લાદેલું મીઠું અકસ્માત્ પલળી ગયું. પલળવાથી થોડું મીંઠુ ઓગળી ગયું, અને ખચ્ચરનો ભાર ઓછો થઈ ગયો.

આગળ જતાં ખચ્ચરે પોતાનો બોજો પલળવાથી જે લાભ થયો હતો, તે ગધેડાને કહી સંભળાવ્યો. ગધેડાએ મનમાં વિચાર કર્યો, કે આપણને પણ એવો લાભ મળે તો કેવું? નક્કી, હવે નદીનાળું આવે તો તેમાં આળોટીજ પડવું. એમ કરતાં એક નાનો વહેળો આવ્યો. ગધેડાએ પોતાનો વિચાર તરતજ અમલમાં મૂક્યો; પણ એમ કરતાં તો ઊન પલળ્યું, અને બોજો એક કરતાં દશગણો થઈ ગયો! ગધેડાનો બરડો બેવડ વળી જવા માંડ્યો, પણ મારના ધાકથી તેને તે જેમ તેમ ઉપાડવોજ પડ્યો. પોતાની મૂર્ખાઈ માટે તેને પસ્તાવો તો બહુ થયો, પણ હવે વળે શું? વગર વિચારે દેખાદેખી કરે, તેને આવું ફળ મળે.

---

# જાદુગર અને દરજી.

એક હતો જાદુગર અને એક હતો દરજી. તે બંનેને ભાઈબંધી હતી. એક વખત બંને મિત્રો બેઠા હતા, ત્યાં વાત નીકળતાં દરજીએ કહ્યું, કે અલ્યા ભાઇ, આણુ તો વરસાદ હજી આવતો નથી. કેમ થવાનું ? દુકાળ પડશે તો હું ને મારૂં કુટુંબ તો ભૂખે મરી જઈશું. આ સાંભળી પેલો જાદુગર બોલ્યોઃ દોસ્ત, આમ ગભરાય છે શું ? ભલે ને દુકાળ કે દુકાળનો બાપ પડે. મારી પાસે એક કરતાં એકવીસ ખેલ છે. તે લોકને બતાવી, ખુશી કરી, હું પુષ્કળ પૈસો કમાઈ શકું તેમ છું. દુકાળ પડશે, તો હું તને તારા કુટુંબનું ગુજરાન ચલાવવામાં મદદ આપીશ. દરજી તો પોતાને આવો મિત્ર છે, તેને માટે ધન્ય માનવા લાગ્યો. દેશના કમનસીબે તે વર્ષે દુકાળજ પડ્યો. અન્નપાણીની અતિશય મોઘવારી થઈ ગઈ એવો સમય છતાં પેલા દરજીને તો કુટુંબનું ગુજરાન ચલાવવામાં કંઈ મુશ્કેલી પડી નહિ; કારણકે તેનાં ઘરાકોને કંઇ કપડાં વિના ચાલે તેમ નહોતું. પણ પેલા બડાઇખોર જાદુગરનું શું થયું ? તેણે તો પોતાના સારામાં સારા ખેલ લોકને કરી બતાવવા માંડયા: મોંમાંથી કાંટા કાઢે, પેટમાંથી તોપના ગોળા કાઢે, ગોટલીમાંથી એકદમ આંબો બનાવે, એવા એવા અનેક ખેલ કરે; પણ ફોકટ ! કોઈ તેને પૈસો પરખાવે નહિ. ખાવાના પણ

સાંસા પડવા માંડ્યા. એમ કરતાં કરતાં તે ભૂખે અધમુઓ થઈ ગયો, ત્યારે પોતાના દરજી મિત્રને ગામ આવી ચઢ્યો. તેને ઘેર જઈ જોયું તો દરજીનો ધંધો તો ધીકતો ચાલતો હતો, અને આખું કુટુંબ ખાઈપી આનંદ કરતું હતું. એ જોઈ પોતાની બડાઈ માટે, અને પોતાના ધંધા માટે પેલા જાદુગરને બહુ શરમ આવી. દરજીએ તેને બે ચાર દિવસ પરોણો રાખ્યો, અને તેની ઈચ્છાથી પોતાના ગ્રાહક એક શેઠને કહી, તેને બીજે ધંધે વળગાડી આપ્યો.

---

## રૂપાની કુંચી.

ચોમાસાના દહાડામાં એક રાત્રે પવન બહુ જોસથી વાતો હતો, અને વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. એવે સમયે કોઈ પરદેશી મુસાફર એક ગામની ભાગોળે આવેલી ધર્મશાળામાં ઉતારો લેવાના ઈરાદાથી ગયો. ધર્મશાળાનું બારણું ઠોક્યું, એટલે નોકરે અંદર રહ્યાં રહ્યાં પૂછ્યું, કે કોણ છે એ? અત્યારે ક્યાંથી આવ્યો છે? પેલા મુસાફરે નમ્રતાથી કહ્યું: ભાઈ, હું પરદેશી મુસાફર છું; વરસાદથી પલળી ગયો છું; આજની રાત તમારી ધર્મશાળામાં ગાળ-

વાનો મારો વિચાર છે. કૃપા કરીને બારણું ઉઘાડો. પેલા નોકરે કહ્યું, કે બારણાને તો તાળું વાસેલું છે, અને કુંચી ગઈ કાલની ખોવાઈ ગઈ છે ! પેલા મુસાફરે ઘણી આજીજીથી કુંચી શોધી કાઢી બારણું ઉઘાડવા કહ્યું, ત્યારે પેલો નોકર બોલ્યો, ભાઈ, તે કુંચી તો જડે એમ નથી; પણ જો તમે તમારી રૂપાની કુંચી મને આપો, તો હું બારણું ઉઘાડી તમને અંદર દાખલ કરૂં ! પેલો મુસાફર નોકરની લુચ્ચાઇ સમજી ગયો. ઝટ તેણે ગજવામાંથી રૂપીઓ કાઢી બારણાની ફાટ-માંથી અંદર સેરવી દીધો. તરતજ બારણું ઉઘડ્યું, એટલે તે અંદર દાખલ થઇ ગયો. અંદર જઇ તેણે પેલા નોકરને કહ્યું: ભાઈ, જરા મારી પેટી બારણેથી ન લઈ આવો. નોકર કંઇક વધુ મળવાની આશાએ આશાએ બહાર પેટી લેવા ગયો, એટલે પેલા મુસાફરે એકદમ બારણાં બંધ કરી દીધાં. બારણે રહ્યો રહ્યો નોકર ઉઘાડવા માટે બૂમો પાડવા માંડ્યો. પેલા મુસાફરે અંદર રહે રહે કહ્યું, કે ભાઈ, પેલી રૂપાની કુંચી પાછી આપો તોજ બારણાંનું તાળું ઉઘડે એમ છે ! નોકરને લાચારીએ પેલી રૂપાની કુંચી પાછી આપી દેવી પડી !

---

# શેઠનો સાળો.

એક હતા શેઠ અને એક હતાં શેઠાણી. શેઠને ઈશ્વરનો આપ્યો પૈસોટકો પુષ્કળ હતો. ઘેર ગાડી, ઘોડા, નોકર, ચાકર, વગેરેની ખોટ નહોતી. શેઠના મોટા મુનીમને તો વરસે હજાર રૂપીઆનો પગાર હતો! આવું સુખ છતાં શેઠાણી મનમાં જરા ઉદાસ રહેતાં. એક દિવસ શેઠે પ્રેમથી પૂછ્યું: શેઠાણી, વારૂ, તમે કેમ દીલગીર રહો છો? તમને શાની ખોટ છે? શેઠાણીએ મોં મરડી કહ્યું, કે કશાયની ખોટ નથી. શેઠે કહ્યું: ના, ના, મારા સમ; સાચેસાચું ન બોલો તો. શેઠાણીએ કહ્યું, કે તમારે ત્યાં આટલા બધા નોકર છે, તો તેમાંના એકાદને રજા આપી મારા ભાઇને બિચારાને રાખો તો ન ચાલે? શેઠે કહ્યું: શેઠાણી, તમારા ભાઈમાં કંઈ સમજણ નથી, એટલે તે નોકરી તો નહિ કરી શકે. તમારે જોઇએ તો ઘેર બેઠાં તેમને જે જોઇએ તે આપો. શેઠાણીએ કહ્યું: તો, એમતે તે કંઈ લે કે?

શેઠાણીના આગ્રહથી શેઠે પોતાના સાળાને નોકર રાખ્યો, અને પાંચસો રૂપીઆનો વરસે પગાર ઠેરવી આપ્યો. એમ કરતાં કરતાં શેઠની એકની એક દીકરી ચંપાના વિવાહ કરવાનો સમય થયો. શેઠાણીએ શેઠને વરની શોધ કરવાનું જણાવ્યું. શેઠે કહ્યું, કે આપણા મોટા મુનીમને મોકલીશું, તે

બેનને લાયક વર શોધી આવશે. શેઠાણીએ કહ્યું: મુનીમને શું કરવા મોકલીએ? મારો ભાઈ છતાં તેને મોકલીએ તે સારૂં દેખાય? શેઠે કહ્યું: બહુ સારૂં, ત્યારે તમારા ભાઇને મોકલીએ.

શેઠે પોતાના સાળાને બોલાવીને કહ્યું, કે તમે જઈ આપણી ચંપા બેહેનને માટે એક સારો રૂપાળો, ભણ્યો-ગણ્યો, કુળવાન, સોળેક વરસનો વર શોધી આવો. તેણે કહ્યું: બહુ સારૂં. જોઈતી સામગ્રી લઈ શેઠના સાળા તો વર શોધવા નીકળ્યા. થોડેક જતાંજ તેમને કંઈક વિચાર થઈ આવ્યો. તરતજ પાછા ફરી શેઠ ને શેઠાણી બેઠાં હતાં ત્યાં પોતે જઈ પહોંચ્યા. તેમને પાછા આવેલા જોઈ સૌ આશ્ચર્ય પામ્યાં. શેઠાણીએ પૂછ્યું: ભાઈ, કેમ પાછા આવ્યા? શેઠના સાળાએ કહ્યું, કે કંઈક પૂછવાનું રહી ગયું છે તેથી. શેઠાણીએ કહ્યું, શું? શેઠના સાળાએ કહ્યું, કે ચંપા બેહનને માટે સોળ વર્ષનો એક વર કદાપિ ન મળે, તો આઠ આઠ વર્ષના બે ચાલશે ને? આ સાંભળી શેઠાણીના ગુસ્સાનો અને શેઠના હસવાનો તો પારજ રહ્યો નહિ.

# ચાલાક મજુર.

એક મજુરે કોઈ એક ખેડુતના ખેતરમાં કુવો ખોદી આપવાનું માથે લીધું, ને કામ શરૂ કર્યું. ચારેક દિવસમાં તેણે પુષ્કળ મહેનત કરી લગભગ પંદર વીસ હાથ ઉંડો ખાડો ખોદી નાખ્યો. હવે એવું બન્યું, કે એક દિવસ તે આખો દિવસ ખોદી સાંજે ઘેર ગયો, તે પછી કુવામાં બાજુઓએથી માટી ધસી પડી, ને ખાડાનો મોટો ભાગ પુરાઈ ગયો.

બીજે દિવસે વહેલો ઊઠી તે મજુર કુવો ખોદવા આવ્યો, ત્યારે આમ ઘણી મહેનત નિષ્ફળ થએલી જોઈ, તે બહુ દીલગીર થઈ ગયો; છતાં હિંમત હાર્યો નહિ. જરાક વિચાર કરી તેણે પોતાનાં લુગડાં ત્યાં ઉતારી મૂકયાં, અને પોતે છાનો માનો ઘેર જઈ નિરાંતે સૂઈ ગયો.

થોડોક દહાડો ચઢતાં પેલો ખેડુત ખેતરે આવ્યો. લુગડાં બહાર પડેલાં જોઈ, ને કુવામાં માટી ધસી પડેલી જોઈ તેણે ધાર્યું, કે નક્કી, મજુર કુવામાં દટાઈજ ગયો. આથી તે વહેલો વહેલો ઘેર ગયો, ને કોદાળા પાવડા સાથે આવી, બિચારા મજુરને કાઢવામાં મદદ કરવા આડોશી-પાડોશીને વિનવ્યા. સઘળા એકદમ ત્યાં દોડતા આવ્યા, ને કુવામાંથી માટી કાઢવા મંડ્યા. થોડીવારમાં ધસી પડેલી

બધી માટી તેમણે બહાર કાઢી નાખી; પણ મજુર અંદરથી નીકળ્યો નહિ, તેથી બધાને બહુ નવાઈ લાગી.

મજુરનું શું થયું હશે એનો વિચાર તેઓ કરતા હતા, એટલામાં તેમણે તેને ધીમે ધીમે આવતો દૂરથી જોયો. મજુરે આવી ઠાવકું મોઢું રાખી નમ્રતાથી કહ્યું, ભાઈઓ, આપ સઘળાએ મારા વતી મહેનત કરી કુવામાંથી માટી બહાર કાઢી નાંખી, તે માટે આપનો ઉપકાર માનું છું. હું સવારમાં અહિં આવ્યો ત્યારે મેં માટી ધસી પડેલી જોઈ હતી. કામ કરવા મેં કપડાં ઉતાર્યાં; પણ મારૂં માથું ઘણું દુખતું હોવાથી કામ થઈ શકશે નહિ એમ ધારી, જરા ઘેર જઈ સૂઈ આવ્યો. હવે મને ઠીક છે, આપ સર્વે પધારો.

પેલા માણસોને લાગ્યું કે આ મજુરે આપણને બનાવ્યા. આથી કેટલાક તો ગુસ્સે થઈ તેની સાથે લઢવા લાગ્યા, પણ બીજાઓથી તો તેની આવી ચાલાકી જોઈ ખડખડાટ હસ્યા વિના રહેવાયું નહિ.

# કાચબો ને સસલી.

એક કાચબો સસલીના દર પાસેથી ધીમે ધીમે જતો હતો. તેને જોઈ સસલી હસી ને કહેવા લાગી: કાચબાભાઈ, આપ ચાલો છો બહુ ઝડપથી! કાચબાએ શાંતિથી કહ્યું: ગમે તેમ છે બેન, પણ આપ મારાથી આગળ જાઓ તેમ નથી. આ સાંભળી સસલીનું હસવું તો માયું નહિ. તેમણે શરત મારી, અમુક હદ સુધી કોણ વહેલું દોડે છે તે જોવાનો નિશ્ચય કર્યો, ને સાથે દોડવા માંડયું.

સસલી થોડી વારમાં બહુ આગળ નીકળી ગઈ. તેણે પાછળ ફરી જોયું તો કાચબો તો દેખાયજ નહિ. આથી તેણે વિચાર્યું, કે તાપ બહુ પડે છે; લાવ, આ ઝાડની ઠંડી છાયામાં જરા આરામ લઉં. કાચબાભાઈ આવી પહોંચતાં પહેલાં તો ઊઠીશજ. જરા મોડું ઊઠાશે તોપણ શું? આગળ નીકળી જતાં શી વાર?

આમ કહી તે સૂતી ને ગાઢ ઊંઘમાં પડી. કાચબો એક સરખી રીતે ચાલતો ચાલતો ત્યાં આવી પહોંચ્યો. સસલીને પાછળ મૂકી આગળ ચાલ્યા જવાને ઘણી વાર થઈ ગઈ, પણ તે તો જાગીજ નહિ.

છેવટે સસલીએ જાગીને જોયું, તો બહુ વખત થઈ ગયલો જણાયો. હમણાં પકડી પાડું છું, એમ કહી હાંફલી-ફાંફલી તે દોડી ગઈ. છેક નક્કી કરેલી હદની પાસે પહોંચી એટલે તેને જણાયું, કે ધીમે ચાલનાર કાચબાભાઈ સહેજ વાર પહેલાંજ ત્યાં પહોંચી ગયા હતા! સસલી પોતાની હારથી ઘણું શરમાઈ ને ફરી કાચબાની મશ્કરી કરવાનું ભૂલી ગઈ.

---

# સિંહ ને ગધેડો.

એક હતો ગધેડો. તે સ્વભાવે બહુ ફૂલણજી હતો, તેથી તેની ફોઈએ ગુણ પ્રમાણે તેનું નામ ફૂલાજી પાડ્યું હતું. એક વખત વનના રાજા સિંહે ફૂલાજીને પોતાની નોકરીમાં રાખ્યો. સિંહરાજ જ્યારે શિકારે જતા, ત્યારે તેને સાથે લઈ જતા. કારણ એવું હતું, કે શિકાર કરવાને સમયે તે રણશિંગા જેવા સૂરે ભૂંકતો, તેથી સિંહરાજને શૂર ચઢતું ને શિકાર સારો થતો ! સિંહને પોતાની મદદની જરૂર પડે છે, તેથી તે પોતાને સાથે રાખે છે; એવા વિચારથી ફૂલાજી તો ફૂલાઇને ફાટી જતા.

ફૂલાજી પોતાના જાત ભાઈઓ સાથે હવે વાત કરવામાં પણ શરમાતા. વાઘ, વરૂ, રીંછ, ડુક્કર, વગેરેની મંડળીમાં વગર બોલાવે ઘુસતા, ને મોટી મોટી બડાશ મારતા. સિંહરાજે આજે આમ કહ્યું છે, ને તેમ કહ્યું છે; હું કાલે આ વાત એમને કહીશ, અને વગર પૂછે મારો અભિપ્રાય આમ આપીશ; એવું એવું કહી નાનાં મોટાં સર્વ પ્રાણીઓ પર અમલ ચલાવવા તજવીજ કરતા. સિંહની ધાકે કોઈ કંઈ બોલતું નહિ.

આમ અહંકારે ચઢેલા ફૂલાજી, પોતાને કોણ પૂછ-

નાર છે એવા વિચારથી ગમે તેમ બોલતા, ને ગમે ત્યાં ફરતા. સિંહરાજની નોકરી પણ બરાબર કરતા નહિ. એક દિવસે શિકારે જવાનો વખત થઈ જવા છતાં ફૂલાજીનો પત્તોજ નહિ! સિંહરાજ બહુ ગુસ્સે થઈ ગયા, ને મોટા બરાડા પાડવા માંડ્યા. તે સાંભળી ફૂલાજી ધ્રુજતે પગે આવ્યા, એટલે સિંહે તેમને થોડો પ્રસાદ આપ્યો ને નોકરીમાંથી દૂર કર્યા. તરફડીઆં મારતા ફૂલાજી ઘેર જતા હતા, એટલે રસ્તામાં તેમને એક શિયાળ મળ્યું, તેણે કહ્યું: કેમ મામા, પ્રસાદ તો ઠીક હતો ને? ઓહો, બહુ જમ્યા જણાઓ છોને! પેટ પણ ફાટી ગયું! પ્રસાદ પારકો હતો, કંઈ પેટ પારકું હતું? બોલ્યા ચાલ્યા વિના નીચું મોઢું કરી આખડીઆં ખાતા ફૂલાજી ઘેર ગયા, તો ત્યાં સગાંવહાલાંએ પેસવા દીધા નહિ. રાજાની નોકરી મળવાથી ફૂલાજીએ અભિમાનથી તેમની સાથે બોલવા સરખોએ વહેવાર રાખેલો નહિ; ને ઉલટાં બધાંને દબડાવેલાં, તેથી અંતકાળે કોઈ તેનું બેલી થયું નહિ. નિરાશ થઈ કલ્પાંત કરતા ફૂલાજી આંગણામાં સૂતા તે સૂતા. તેમના શબની શિયાળ, ગીધ, સમડી, વગેરેએ મોટી ઉજાણી કરી.

---

# એક લહીઓ.

એક અભણ ખેડુત એક લહીઆને ત્યાં પોતાના પરગામ ગએલા મિત્ર પર પત્ર લખાવવા માટે ગયો. તેણે કહ્યું: કૃપા કરી આટલો કાગળ લખી આપોને. લહીઆએ કહ્યું: ભાઈ, ચાલી ચાલીને હું બહુજ થાકી ગયો છું, તેથી હમણાં મારાથી એ કામ બની શકશે નહિ. પેલા માણસે કહ્યું: ભાઈ, તમારે એક ડગલું પણ ચાલવાનું નથી, માત્ર અહિં બેઠાં બેઠાંજ પત્ર લખી આપવાનો છે. હું આપનો એ ઉપકાર કહિ ભૂલીશ નહિ. પેલા લહીઆએ કહ્યું: બધી વાત ઠીક છે; પણ હુ જેના જેના ઉપર પત્ર લખી આપું છું, તેને તેને ઘેર ગયા વિના મારે ચાલતુંજ નથી. પેલાએ આશ્ચર્ય પામી પૂછયું, એમ કેમ? લહીઆએ જવાબ વાળ્યો, કે મારૂં લખેલું બીજું કોઈ વાંચી શકતું નથી તેમ! પેલો ખેડુત લહીઆની કળા પર ફીદા થતો વગર બોલે ત્યાંથી ચાલ્યોજ ગયો!

# મોહનમાળા.

મોહન કરીને એક છોકરો હતો. તેને જુઠું બોલવાની બહુ ટેવ હતી. સાધારણ બાબતમાં પણ જુઠું બોલતો. તેના બાપ તેની આવી રીતથી બહુ દીલગીર રહેતા.

એક દિવસ એક ફકીર મોહનના બારણા આગળ ભીખ માગતો આવ્યો. તેના બાપે પેલા ફકીરને કહ્યુંઃ સાંઈ, તમે મારા છોકરાની જુઠું બોલવાની ટેવ ન મુકાવો ? ફકીરે હા પાડી, અને મોહનને પોતાની પાસે બોલાવી પોતાની ઝોળીમાંથી એક સુંદર મોહનમાળા કાઢી બતાવી. મોહનને તે બહુ ગમી અને ખૂશ ખૂશ થઈ ગયો. ફકીરે પૂછ્યુંઃ તારે એ જોઈએ છીએ? મોહને કહ્યું, હા. ફકીરે કહ્યુંઃ તો ભલે, લે; હું ફરી આવું ત્યાં સુધી તું તે વડે રમજે. પણ યાદ રાખજે, કે તું જુઠું બોલીશ કે તરત એ ઊડી જશે, અને વળી સાચું બોલીશ તો તરત પાછી આવશે; એવો એમાં ગુણ છે. મોહને કહ્યું, ઠીક. એમ કહી તે મા પાસે દોડી ગયો.

માએ માળા જોઈ પૂછ્યુંઃ બેટા મોહન, આ માળા કેવી ? કોણે આપી ? મોહને કહ્યુંઃ મારા બાપાએ. આમ કહેતાં વારજ માળા ઊડી ગઈ, ને મોહન વીલો પડી રડવા

જેવો થઈ ગયો. તેની માએ હસતાં હસતાં પૂછયું: અલ્યા શું થયું ? માળા ક્યાં ગઈ? તેણે ખરી વાત કહી, એટલે માળા પાછી આવી.

મોહન નિશાળે ગયો ત્યાં તેના દોસ્તદારોએ પૂછયું: મોહન, ફકીરે માળા તને આપી દીધી છે કે? મોહને કહ્યું, હા. હા. આમ કહેતાંજ માળા પાછી ઉડી ગઈ, ને છોકરાઓ હસવા મંડી ગયા. મોહને ખરી વાત કહી એટલે વળી માળા પાછી આવી.

આમ માળા માટે વારંવાર મોહનને સાચું બોલવાની ફરજ પડતી. દિવસો જતાં તો તેને સાચું બોલવાની ટેવજ પડી ગઈ.

એમ કરતાં એક દિવસ પેલો ફકીર આવ્યો. તેણે મોહનના બાપને પૂછયું, કે હવે કેમ છે. તેણે બહુ ઉપકાર માનતાં કહ્યું, કે હવે તો એ હંમેશ સાચુંજ બોલે છે.

ફકીર બહુ ખૂશ થયો, અને મોહનને માળા આપી દઈ ચાલતો થઈ ગયો.

---

# સતીનો શાપ.

એક રાજાની રાણી પોતાનાં બે નાનાં બાળક સાથે જંગલમાં ફરવા નીકળી હતી. રસ્તો ચૂકી જવાથી તે ભૂલી પડી. સૂર્ય માથે આવ્યો છતાં રસ્તો જડ્યો નહિ. તાપના દહાડા હોવાથી ત્રણે જણનાં ગળાં સુકાઈ જતાં હતાં, પણ પાણી ક્યાંથી મળે? એમ કરતાં તેઓ એક તળાવને કિનારે આવી પહોંચ્યાં. તળાવનું નિર્મળ પાણી જોઈ તેમના આનંદનો પાર રહ્યો નહિ, પણ જેવાં તે નીચાં વળી તળાવમાંથી પાણી પીવા જાય છે, કે તરત કેટલાંક માણસ દોડી આવ્યાં; અને કહેવા લાગ્યાં, કે તમારે માટે કંઈ તળાવ બંધાવ્યું નથી. તમારે એમાંથી પાણી પીવું નહિ. પેલી રાણીએ બહુ બહુ કાલાવાલા કર્યા, લાલચો આપી, અને છોકરાં પણ પાણી પીવા દેવા લાંબા હાથ કરી કરી આજીજી કરવા લાગ્યાં, પણ પેલાં કઠોર માણસોને જરાય દયા આવી નથી. આખરે પેલી રાણી નિરાશ થઈ ગઈ. આવાં પાપી માણસ પર તેને બહુ ક્રોધ થયો. તેણે તેમને શાપ આપ્યો, કે દુષ્ટો, જાઓ, તમે હંમેશ પાણીમાંજ પડ્યાં રહેજો. જરા વારમાં પેલાં માણસ દેડકાંના આકારમાં ફેરવાઈ ગયાં, અને સતીનો શાપ ફળ્યો!

---

# વાઘ ને લોંકડી.

એક વાઘ ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો, એવામાં તેને એક લોંકડી મળી. તેણે કહ્યુંઃ માસી, તું બહુ હોશિયાર છે ખરી, પણ ચાલ આજે આપણે આપણું બળ અજમાવીએ. જોઈએ કોણ મોટી ગર્જના કરી શકે છે? લોંકડીએ કહ્યું, શી શરત બકે છે? વાઘે કહ્યું, જે જીતે તે વનનો રાજા થાય. લોંકડીએ કહ્યું, બહુ સારૂં; ચાલ ત્યારે તું પહેલી ગર્જના કર. વાઘે ગર્જના કરવાની તૈયારી કરી, કે લુચ્ચી લોંકડીએ પાસેની રેતીની ટેકરીમાં એક ખાડો ખોદી, તેમાં પોતાનું માથું ઘાલી દીધું; કે વાઘની ગર્જનાથી કાન ફાટી જાય નહિ. પછી ભોળા વાઘે તો અતિશય જોરથી ગર્જના કરી. તે ગર્જના કરી રહ્યો, કે તરત લોંકડીએ માથું બહાર કાઢી વાઘને કહ્યુંઃ જા, જા, આવીજ તારી ગર્જના કે? મેં તો સાંભળી એ નહિ! વાઘે કહ્યું, એમ? લે ત્યારે હું બીજી વધારે મોટી ગર્જના કરૂં. એમ કહી અતિશય જોરથી જેવો તે ફરી ગર્જના કરવા ગયો, કે તેનું ગળું ફાટી ગયું અને તે મરણ પામ્યો. લુચ્ચી લોંકડી મોં મલકાવીને કહેવા લાગી, કેમ ભાણુભાઈ, મોં વીલું કરીને પડ્યા? શરત તો ઠીક જીત્યા?

---

# શિકારી, વેપારી, ને રીંછ.

એક હતો શિકારી. તેણે એક દિવસ શહેરમાં જઈ એક વેપારીને પૂછ્યું: ભાઈ, એક રીંછના ચામડાની શી કિંમત આપશો? બહુ સુંદર ચામડું છે જો! વેપારીએ કહ્યું, એમ છે તો ભાઈ, હું તમને તેની બહુ સારી કિંમત આપીશ. શિકારીએ કહ્યું, શું આપશો તેનો નક્કી આંકડો કહોની. વેપારીએ કહ્યું, પણ તે ચામડું તો બતાવો. જોયા પછી હું તમને ચોકકસ રકમ કહું. શિકારીએ કહ્યું, ચામડું તો હજી હું કાલે રીંછ મારૂં ત્યારે. પણ હું કાલે તમને ચામડું લાવી આપીશ એમાં જરાય શક નહિ.

હવે પેલા વેપારીએ રીંછનો શિકાર શી રીતે થાય, તે કોઈ દિવસ જોયું નહોતું; તેથી તેને શિકારીની સાથે તે જોવા જવાની ઇચ્છા થઈ. તેણે તે શિકારીને જણાવી, ને શિકારીએ હા પાડવાથી બંને જણ બીજે દિવસે સવારમાં જંગલ તરફ ચાલ્યા.

જંગલમાં પેઠા પછી થોડી વારમાં એક મોટું વિકરાળ રીંછ તેમના તરફ દોડી આવતું જણાયું. વેપારી તો બીને ધાકનો માર્યો એક ઝાડ ઉપર ચઢી ગયો, ને નીચે શિકારીનું શું થાય છે, તે ધ્રુજતા પગે ડાળી પકડી ચુપકીથી જોવા લાગ્યો.

શિકારી પણ કંઈ ઓછો નહોતો. તેને ઝાડ પર ચઢવાનો વખતજ નહોતો; એટલે વખત વિચારી એકદમ તે છતોપાટ સૂઈ ગયો; ને શ્વાસ રોકી રાખી મુડદાની માફક પડી રહ્યો. રીંછ દોડતું દોડતું તેની પાસે આવ્યું, તેને સૂંઘ્યો, ગબડાવ્યો, ને પછી મુડદું ધારી ત્યાંથી ચાલ્યું ગયું; કારણકે રીંછ કદી મુડદાં ખાતાં નથી.

રીંછ ગયા પછી ઘણીવારે પેલો વેપારી ઝાડેથી ઊતરી શિકારી પાસે આવ્યો, ને તેને કહ્યું: હવે ઊઠ, પેલું તો જતું રહ્યું છે. શિકારી ઊઠ્યો ત્યારે વેપારીએ કહ્યું, કે ભાઈ, રીંછે તારા કાનમાં કંઈ વાત કહી એવું મેં ઝાડ પરથી જોયું છે, તો કહે તો ખરો, તેણે શું કહ્યું? શિકારીએ હસતાં હસતાં જવાબ વાળ્યો કે ભાઈ, તેણે તો મને ખરી સલાહ આપી. વેપારીએ કહ્યું, તે શી? શિકારીએ કહ્યું: 'પહેલાં મેળવો ને પછી વેચો' એ.

---

# સિંહ, રીંછ, ને શિયાળ.

એક વખત સિંહ અને રીંછને દોસ્તી થઈ. તેઓ બંને જંગલમાં ખોરાકની શોધમાં ફરતા હતા, એવામાં તેમને એક મરેલું હરણ જડયું. પ્રશ્ન એ ઉત્પન્ન થયો, કે એ હરણ પર હક કોનો? સિંહ કહે કે મારો, ને રીંછ કહે કે મારો. સમાધાનીથી તેઓ નિકાલ કરી શકયા નહિ, પણ ઉલટું બોલાબોલી કરતાં મારામારી પર આવ્યા.

લડાઈ લાંબી ચાલી. બંને એવા તો ઘાયલ થઈ ગયા અને તેમના શરીરમાંથી લોહી એટલું તો વહી ગયું, કે ચાલવાની કે ખસવાની પણ તેમનામાં શક્તિ રહી નહિ. હરણની પાસે બંને આ સ્થિતિમાં પડ્યા હતા, એટલામાં ત્યાં એક ભૂખ્યું શિયાળ આવ્યું. તેમની આ સ્થિતિ જોઈ તે મનમાં હસ્યું, ને બેની વચ્ચેથી પેલું હરણ લઈ ચાલતું થયું. સિંહ ને રીંછ બંનેને બહુએ રીસ ચઢી પણ કરે શું?

આખરે સિંહે રીંછને કહ્યું: આપણે બંને સમજી ન જતાં લઢીને અશક્ત થઈ ગયા તેનું પરિણામ જોયું આ? રીંછે કહ્યું: હા, બેની લડાઈમાં ત્રીજો ખાઈ જાય, એ વાતની મારી ખાત્રી થઈ, પણ હવે શા કામનું?

# અક્કલનો નમુનો.

એક દિવસે હીરા પટેલને રૂપાં પટલાણીએ કહ્યું, કે જાવની જરા સુથારને ઘેર, ને એક ચાર પગ વાળી માંચી કરાવી લાવોની. આ ગોરસીઉં નીચે મૂકું છું તેથી રોજ કીડીઓ ચઢ્યા કરે છે, ને ઉતારતાં મહા મહેનત પડે છે. પટેલ ઊઠ્યા ને ગયા સુથારને ત્યાં. સુથારે કહ્યું, કાલ આવજો; આજે કામ છે. પટેલ તો બહુ ચિઢાયા. બેચાર વાતો સુથારને સંભળાવી કહ્યું, કે અબી ને અબી કરી આપે છે કે નહિ? સુથારે બિચારે પોતાના હાથમાંનું કામ પડતું મૂક્યું, ને પટેલની માંચી તૈયાર કરી આપી. પટેલ માંચી જોઈ ખૂશ થયા, અને લગાર વિચાર કરી માંચી ત્યાંજ રહેવા દઈ ઊઠી ચાલતા થયા. ઘેર ગયા એટલે પટલણે ઘરમાંથી પૂછ્યું, આવ્યા કે? આટલી બધી વાર કેમ લાગી? માંચી કરી આપી કે નહિ? પટેલે કહ્યું: કરી ન આપે તો જાય ક્યાં? જોયો છે· બંદાનો ઝપાટો? પટલણ હસતાં હસતાં બહાર આવ્યાં પણ માંચી જોઈ નહિ; એટલે પૂછ્યું, તમે આવ્યા પણ માંચી કયાં? પટેલે નવાઈ પામી કહ્યું: હજુ નથી આવી? હું તો જાણું મારા પહેલી ઘેર જઈ બેઠી હશે. પટલણ કહે, પણ લાવ્યા વિના શી રીતે આવે? એને કાંઈ પગ છે? પટેલે કહ્યું, તો, બધા ચાર છે ને! પટલણ તો આ સાંભળી ઠંડાંગાર થઈ ગયાં.

# રાજા ને લક્ષ્મી.

એક રાજા બહુ ધનવાન હતો પણ પગે લંગડો હતો. તેને સંગીતનો બહુ શોખ હતો. પોતાના પુત્રના લગ્ન પ્રસંગે તેણે દેશોદેશથી નિમંત્રણ કરી ઉત્તમમાં ઉત્તમ ગવૈયાઓને બોલાવ્યા હતા. મીજલસમાં ગવૈયાઓએ પોતપોતાની ઉસ્તાદી બતાવવામાં બાકી રાખી નહિ; પણ ત્યાં આવી ચઢેલી એક આંધળી ગાનારીએ તો ખરેખર હદજ કરી ! રાજા તેના ગાયનથી અત્યંત પ્રસન્ન થયો. તેણે તેને પાસે બોલાવી, ને બહુ આદરપૂર્વક તેનું નામ પૂછ્યું. તેણે કહ્યું: મહારાજ, મારૂં નામ લક્ષ્મી છે. રાજાએ કહ્યું: વાહ, કેવું સુંદર નામ; પણ લક્ષ્મી આંધળી પણ થાય છે ? પેલી ચતુર ગાનારી રાજાના પ્રશ્નનો મર્મ સમજી ગઈ. તેણે તરતજ જવાબ વાળ્યો, હા નામદાર, અને તેથીજ તે લંગડાને ઘેર પણ જાય છે. રાજા તેનો આ ઉત્તર સાંભળી બહુ ખુશ થઈ ગયો. ને તેને ભારે ભારે વર્ષાસન બાંધી આપી પોતાના દરબારમાંજ રાખી લીધી.

---

# આરબ અને ઊંટ.

એક ઠંડી રાત્રે એક આરબ પોતાના તંબુમાં બેઠો હતો. તે વખતે એક ઊંટે તંબુના બારણા પાસે ધીરેથી આવીને કહ્યું: સાહેબ, હું મારૂં માથું અંદર લાવું? બહાર બહુજ ઠંડી લાગે છે. આરબે આનંદી ચહેરે જવાબ આપ્યો, ભલે લાવો. આથી ઊંટે પોતાનું માથું તંબુમાં ઘાલ્યું. થોડી વારે ઊંટે ફરીથી પૂછ્યું, હું મારૂં ડોકું અંદર ન લાવું? આરબે કહ્યું, ભલે તેમ કરો. ઊંટે તંબુમાં ડોકું દાખલ કરી આમ તેમ જોયું, અને પછી કહ્યું: સાહેબ, જો હું મારા બે આગલા પગો અંદર દાખલ કરૂં, તો સહજ વધારે જગા જાય તેમ છે. આરબે કહ્યું: વારૂં, જગા ઘણી થોડી છે; માટે માત્ર બે પગજ અંદર મૂકજો.

ઊંટે આખરે ફરીથી પૂછ્યું: સાહેબ, હું મારૂં આખું શરીર અંદર લાવું? હું માત્ર બારણાની અંદરજ ઊભું રહીશ. આરબે કહ્યું: હા, રાત્રિ ઘણીજ ઠંડી છે, તેથી મને તમારી દયા આવે છે. ઊંટ અંદર આવ્યું, અને ઘણીજ સંકડાશ જોઈ તેણે આરબને કહ્યું: સાહેબ, મને લાગે છે કે આ જગામાં હું એકલું રહી શકું તેમ છું. તમે ઘણા નાના છો, તેથી તમારે બહાર ઉભાં રહેવું વધારે સારૂં છે. એમ કહી તેણે આરબને ધક્કો મારી બહાર કાઢી મૂક્યો!

ખરાબ માણસોને આંગળી આપીએ, તો જરૂર તેઓ પોંચે વળગવાનાં; માટે પ્રથમથીજ પૂરતો વિચાર કરી એવાં સાથે કામ પાડવું.

---

# શાહુડી અને સાપ.

એક શાહુડીએ સાપને વિનંતી કરી, કે મને તમારા દરમાં જગા આપશો? સાપે વિચાર ન કરતાં તેને કહ્યું, આવો બાઈ. તે તેના દરમાં પેઠી, તે વખત તેનાં કાંટા જેવાં પીંછાં સાપના શરીરમાં ભોંકાયાં; તેથી તેને ઘણી પીડા થઈ, પણ મેમાનને કંઈ કાઢી મૂકાય? એમ વિચાર કરી તેણે તેને રાખી. બહુ દહાડા થયા તોપણ તે ત્યાંથી ગઈ નહિ; ત્યારે સાપે તેને કહ્યું: શાહુડીબાઈ, હવે તમે અહીંથી પધારો. મારાથી તમારો ઉપદ્રવ સહેવાતો નથી. શાહુડીએ જવાબ દીધો, હું કેમ જાઉં; મને તો અહીં બહુ ગમે છે. તમને ન ઠીક પડતું હોય તો તમેજ જાઓને!

# ઉંદર ને ઊંટ.

એક ઊંટ પોતાના ધણીના વાડામાંથી છુટી જઈ છાનું માનું અટકી ગયું હતું. જંગલમાં તે આમ તેમ રખડતું હતું, ને તેને નાકે બાંધેલી દોરી ભોંયે ઘસડાતી જતી હતી.

તે ધીમું ધીમું આગળ જતું હતું, એવામાં પાસેના દરમાંથી એક ઉંદરડો નીકળી આવ્યો. તેણે પેલી ઘસડાતી દોરી પોતાના દાંત વડે પકડી લઈ ઊંટની આગળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં ઉંદરડાભાઈ પોતાના મનમાં ફુલાતા હતા કે અહો, હું કેવો જબરો છું. ઊંટ જેવા મોટા પ્રાણીને પણ હું દોરી જાઉં છું!

જરા આગળ ગયા એટલે રસ્તામાં એક નાની નદી આવી. ઉંદરભાઈ તો કિનારે અટકીને ઉભા. તે જોઈ ઊંટે કહ્યું: ભાઈ, ચાલોસે! ઉંદરે ધીમેથી કહ્યું, કે પાણી બહુ ઊંડું છે મારાથી નહિ ચલાય. ઊંટે કહ્યું: ના, ના. બહુ ઊંડું નથી. લ્યો, હું કેટલું ઊંડું છે તેની તપાસ કરૂં.

પ્રવાહની વચ્ચોવચ્ચ જઈ પાછાં ફરી ઊંટે કહ્યું: જુઓ, હું નહોતું કહેતું કે બહું ઊંડું નથી. માત્ર ઘુંટણપૂર પાણી છે. સુખે ચાલ્યા આવો.

ઉંદરે કહ્યું, કે વાત ઠીક છે. પણ ભાઈ, તારા ને મારા ઘુંટણની ઉંચાઈમાં ફેર છે. કૃપા કરી મને તો તુંજ પાર લઈ જા.

ઊંટે કહ્યું: ફૂલણજી, કબુલ કર તારી શેખી, અને હવે ભવિષ્યમાં નમ્ર થવાનું વચન આપ. આમ કરીશ તોજ હું તને પાર લઈ જઈશ.

ઉંદરે નીચે મોંએ તેમ કર્યું, એટલે ઊંટ તેને પેલે પાર લઈ ગયું.

# બે ચોર.

બે ચોર જંગલમાં ચરતો કોઈનો એક સુંદર ઘોડો ચોરી લાવ્યા. પાસેના શહેરમાં વેચવા જતાં કિંમતનો કેટ-કેટલો ભાગ દરેકે લેવો, એ નક્કી કરવામાં તેમના વચ્ચે તકરાર પડી. બોલાબોલી પરથી તેઓ મારામારી પર આવ્યા, અને ઘોડાને છુટો મૂકી ઝપાટાઝપાટી કરવા મંડ્યા.

એક ત્રીજો ચોર તેજ રસ્તે થઈ જતો હતો. પેલાઓને લઢતા જોઈ, નજર ચુકાવી પેલા ઘોડા પર બેસી તે ચાલતો થઈ ગયો. આખરે પેલા લઢીને થાક્યા; પછી જુએ છે તો ઘોડોજ મળે નહિ!

બહુ શોધવા છતાં પણ જ્યારે ઘોડાનો પત્તો લાગ્યો નહિ, ત્યારે તેમાંના એકે કહ્યું:-

અન્યાયથી મેળવેલું, લાંબો કાળ ટકે નહિ.

આ સાંભળી બીજો બોલી ઊઠ્યો:-

અને બેની લઢાઈમાં ત્રીજો ખાઈ જાય.

---

# ગધેડો ને કોયલ.

એક ગધેડાએ એક દિવસ એક કોયલને બોલાવીને કહ્યું: બેન, જરા આમ તો આવો. મેં તમારા મધુર ગાયન વિષે બહુ બહુ વાતો સાંભળી છે, પણ તે બધી ખરી છે એવું માનતાં મારૂં મન પાછું પડે છે; કારણકે મેં કોઇ દિવસ તમારૂં મનોહર ગાયન સાંભળ્યું નથી. આજે કૃપા કરી સંભળાવો, તો કાનોકાન સાંભળી મેં જે વખાણ સાંભળ્યાં છે તે ખરાં છે કે ખોટાં, તેની હું ખાત્રી કરી શકું.

કોયલે ગાવાની હા પાડી અને ગાયન શરૂ કર્યું. તેના મધુર અવાજે વનનાં સઘળાં પશુપંખીઓ ખુશ ખુશ થઈ ગયાં. જુદા જુદા રાગ અને રાગણીઓમાં જુદાં જુદાં ગાયન ગાઈ, કોયલે સૌને બહુ આનંદ આપ્યો. છેવટે પોતે શાંત થઈ, અને ગધેડાને પોતાના ગાયન વિષે અભિપ્રાય પૂછ્યો.

ગધેડે કહ્યું, કે સાધારણ રીતે ઠીક ગાયું; પણ દિલગીરી સાથે મારે કહેવું પડે છે, કે તમારા ગળામાં હજુ મારા મિત્ર કાગડાભાઈના જેવી મિઠાશ નથી ! હું ભલામણ કરૂં છું, કે તમારે તેની પાસે ગાયનના એક બે પાઠ શીખવા.

પોતાના આવા પરીક્ષકની બુદ્ધિ ઉપર હાય મારી કોયલ બિચારી ચુપચુપ ઉડી ગઈ.

---

# સાહીચૂસનો ઉપયોગ.

એક હતા શેઠ. તે ખુબ ખાઇને પડ્યા રહેતા; તેથી વારંવાર માંદા પડતા. એક વખતે તે માંદા પડ્યા, એટલે દાકતરને ત્યાં ગયા. દાક્તરે તેમને કાળા રંગની પીવાની દવા આપી.

દવા લઈ શેઠ ઘેર આવ્યા, અને દવાની શીશી ટેબલ પર મૂકી થાકી જવાથી પલંગમાં જઈ પડ્યા. એટલામાં ચાકર આવ્યો. તેને શેઠે કહ્યું: અલ્યા રામા, પેલી કાળા રંગની દવા દાકતરને ત્યાંથી આણી છે, તેમાંથી એક ભાગની મને પ્યાલીમાં આપ, અને પાણીનું પ્યાલું લાવ. રામો પાણી લઈ આવી ટેબલ આગળ દવા લેવા ગયો. ભોગજોગે ટેબલ પર દવાની શીશી સિવાય કાળી સાહીની એક શીશી પણ પડેલી હતી. રામા એ ભૂલથી તેમાંથી એક ભાગ શેઠને આપ્યો. શેઠ દવા ગટગટાવી ગયા અને પાણીના કોગળા કરી નાખ્યા! હવે રામાને પોતાની ભૂલ સમજાઈ; તેથી તે વહેલો વહેલો ટેબલ ભણી દોડયો, અને એક સાહીચૂસ (બ્લૉટિંગ-પેપર) લઈ આવી શેઠને કહ્યું: શેઠ સાહેબ, જરા આ ચાવી જાઓની! શેઠે પૂછ્યું, કેમ? રામાએ માફી માગી કહ્યું: શેઠ સાહેબ, મેં ભૂલથી તમને સાહીનો એક ભાગ આપી દીધો છે. હવે આપ આ સાહીચૂસ ચાવી જશો, એટલે તે અંદર જતાં વારને સાહી ચૂસી જશે! રામાની આવી બુદ્ધિ માટે બે વાતો સંભળાવી શેઠે તરતજ તેને પેંડો પકડાવ્યો.

# વેલિંગ્ટન ને ખેડુતનો નોકર.

ઈંગ્લાંડમાં એક ખેડુત એક વેળા પોતાના ખેતરમાં કામ કરતો હતો, એવામાં તેણે શિકારીઓનું એક ટોળું દોડતે ઘોડે ખેતર તરફ આવતું જોયું. તેઓ ખેતરમાંથી ઘોડા દોડાવી જઈ પાકને નુકસાન કરશે, એવું લાગવાથી તેણે પોતાના નોકરને હુકમ કર્યો, કે જા, જઈ ઝાંપો બંધ કરી દે; કે કોઈ અંદર પેસી શકે નહિ. નોકરે તે પ્રમાણે કર્યું, અને પોતે ઝાંપા પાસે ઉભો રહ્યો. શિકારીઓ આવી પહોંચ્યા. તેમણે ઝાંપો ઉઘાડવા કહ્યું, પણ નોકરે ચોખ્ખી ના પાડી. તેમણે તેને પટાવ્યો, ફોસલાવ્યો, ધમકાવ્યો; પણ સઘળું ફોકટ. તે એકનો બે થયો નહિ. આખરે એક ગંભીર, દબદબા ભર્યા શિકારીએ આગળ આવી કહ્યું: છોકરા, હું ડ્યૂક ઑવ્ વેલિંગ્ટન છું; ઝાંપો ઉઘાડ. મારા હુકમનો કદી કોઇએ ભંગ કર્યો નથી.

છોકરાએ ટોપી ઉતારી નમન કર્યું; અને અતિનમ્ર પણ દૃઢ અવાજે કહ્યું, કે હું મારા શેઠની આજ્ઞાનો ભંગ કરૂં એવું તો માનવંતા ડ્યૂક નહિજ ઇચ્છતા હોય. આ ઉત્તરથી વેલિંગ્ટન બહુ ખૂશ થઈ ગયા. તેણે પોતાના સોબતીઓ તરફ જોઈ કહ્યું, કે આવા આજ્ઞાપાલક સૈનિકોનું સૈન્ય મારી પાસે હોય, તો હું આખું જગત્ જીતી લઉં. છોકરાને ઇનામ આપી ડ્યૂક સોબતીઓ સાથે બીજે રસ્તે વળ્યા.

---

# સભ્યતાનું પરિણામ.

ઘણાં વર્ષ ઉપર ગ્રીસ દેશમાં પેરિક્લિસ નામે એક મોટો વક્તા ને મુસદ્દી થઈ ગયો છે. તે રાજ્યમાં મોટો અમલદાર હતો. એક દિવસે તે કચેરીમાં બેઠો બેઠો કામ કરતો હતો, એવામાં એના સામાવાળીઆ પૈકીનો એક મૂર્ખ માણસ તેની સમક્ષ આવ્યો. એની વિરુદ્ધ પેરિક્લિસે ન્યાય આપ્યો હતો, અને તેથી એ તેના પર બહુ ગુસ્સે થએલો હતો. તેણે કચેરીમાંજ ઉભાં ઉભાં પેરિક્લિસને ગાળો દેવા માંડી. ઘણી ગાળો ભાંડી, પણ પેરિક્લિસે એક શબ્દ પણ બોલ્યા વિના શાંતિથી તે સાંભળ્યા કરી, અને પોતાનું કામ કર્યે ગયો. આખરે કચેરીનો સમય પૂરો થયો, એટલે પેરિક્લિસે ઉઠીને પોતાના ઘર તરફ ચાલવા માંડ્યું. પેલો બેવકુફ પણ સાથેજ થયો. ભર બજારમાં ગાળો દેતો જાય, ને પૂંઠે ચાલતો જાય. પેરિક્લિસ જેવો મોટો અમલદાર આને કંઈ કહેતો નથી, એ જોઈ રસ્તે જનાર લોકોને બહુ નવાઈ લાગતી! અંતે અંધારૂં થવા આવ્યું હતું તે સમયે પેરિક્લિસ ઘેર પહોંચ્યો. પેલો મૂર્ખ પાછળજ હતો. ઘરના દરવાજામાં પેસતાંજ પેરિક્લિસે તેના તરફ ફરીને કહ્યું: સાહેબ, જરા ઉભા રહેજો. પછી તેણે પોતાના નોકરને ફાનસ લઈ એકદમ આવવા હુકમ કીધો. નોકર આવ્યો એટલે કહ્યું, કે રાત પડી ગઈ

છે, ને અંધારૂં થયું છે. આ ગૃહસ્થ ઘેર જનાર છે; માટે એમને જરા ઘેર પહોંચાડી આવ. પછી તેણે પેલા ગૃહસ્થને નમસ્કાર કરી વિદાય કીધો! આ સભ્યતાની પેલા મૂર્ખ પર એટલી તો ઊંડી અસર થઈ, કે ફરી તેણે પેરિક્લિસનું નામ સરખું પણ લીધું નહિ!

---

## ખુશામતથી છેતરાવું નહિ.

બેન્જામિન ફ્રૅન્કલિન કરીને એક છોકરો હતો. તેણે એક દિવસ નિશાળે જતાં એક લુહારને કામ કરતાં દીઠો. હાલના વખત જેવી તે સમયે સાંચાકામની માહીતી નહોતી. લુહાર જે કામ કરતો હતો, તે જોવાની આતુરતાથી બેન્જામિન ત્યાં ઉભો રહ્યો. હાથમાં દફતર છતાં, ચિત્ત પેલાને કામ કરતો જોવામાં રોકાએલું હોવાથી નિશાળ નિશાળને ઠેકાણે રહી, ને તે ધ્યાનથી જોતો ઉભોજ રહ્યો. લુહારનો નોકર કંઈ કામ પ્રસંગે બહાર ગએલો હતો, તેથી લુહાર એકલોજ દુકાનમાં બેસી પોતાનાં હથિઆરો અને છરીઓને ધાર ચઢાવતો હતો. તેણે બેન્જામિનને ધ્યાનથી જોતો જોઈ પાસે બોલાવી કહ્યું: વાહ! કેવો ડાહ્યો અને સારો છોકરો છે! તું બહુ અક્કલવાળો જણાય છે હો ! બેન્જામિન આથી

ફૂલાયો, એટલે લુહારે તેને કહ્યું: ભાઈ, જરા ધાર ચઢાવવામાં મદદ કર તો. બેન્જામિન તરતજ કામે વળગી ગયો. તે કામ કરે જતો હતો, ને લુહાર તેનાં ઉપરાઉપરી વખાણ કરતો હતો. થોડી વારમાં તેણે કેટલીએ છરીઓને ધાર ચઢાવી દીધી! એટલામાં તેને થાક લાગ્યો ને નિશાળ પણ યાદ આવી. પેલા લુહારે તેને બેઠેલો જોઈ પાછાં વખાણ ચાલુ કર્યાં. વાહ! ઘણોજ કાબેલ છોકરો છે. નિશાળમાં તને શિક્ષા તો થતીજ નહિ હોય. બીજા છોકરાઓ કરતાં તું ત્રણગણી ઝડપે પાઠ તૈયાર કરી શકે તેમ છે. થોડી વાર પાછું કામ જારી રાખ્યું, પણ હવે નિશાળે જવા તેનું મન અધીરૂં થઈ ગયું. નિશાળનો સમય દસ વાગ્યાનો હતો, પણ તે બાર વાગે નિશાળે પહોંચ્યો. મોડા જવા માટે તેને સજા ખમવી પડી. વળી કામ કર્યાથી તેના હાથ સૂઝી ગયા હતા; તેથી તે એક અઠવાડીઆ સુધી તો માંદો રહ્યો. પણ ત્યાર પછી જ્યારે જ્યારે કોઈ તેની ખુશામત કે ખોટાં વખાણ કરતું, ત્યારે ત્યારે તે કહેતો, કે કેમ ભાઈ, કંઈ ધારબાર કઢાવવાની છે કે શું?

---

# પવન ને સૂર્ય.

એક વખત પવન અને સૂર્યને લડાઈ થઈ. એક કહે હું મોટો, અને બીજો કહે હું. તેઓ આમ કજીઓ કરતા હતા, એવામાં ત્યાં ચંદ્ર આવી ચઢ્યા. તેમણે પેલા બંનેને લડાઈનું કારણ પૂછ્યું. પવન ને સૂર્યે કારણ કહી સંભળાવી ચંદ્રને ન્યાય કરવાની વિનતિ કરી. ચંદ્રે કહ્યું: ભાઈઓ, હું કોઈને માઠું મનાવવાનું જોખમ શું કરવા ખેડું? જુઓ, પેલો મુસાફર જાય છે, તેનો ડગલો જે ઉતરાવે તે મોટો. પેલા બંનેએ એ શરત કબુલ કરી. પ્રથમ પવને પોતાનું જોર અજમાવવાનો વિચાર જણાવ્યો. સૂર્યે હા પાડવાથી પવન તો એકદમ જોરથી વાવા મંડ્યો; ને મોટું વાવાઝોડું થયું. પવન પોતાના મિત્ર વરસાદને પણ લઈ ગયો હતો. ઘણો વરસાદ પડ્યો, ને ઘણો વા વાયો પણ; પેલો મુસાફર પોતાના ડગલો ઉતારી ન નાખતાં વધારે ને વધારે લપેટતો જતો. હતો. આખરે પવન તો હાર્યો; એટલે સૂર્યનો વારો આવ્યો. સૂર્ય ધીમે ધીમે તપવા મંડ્યો; અને છેવટે એટલો તપ્યો, કે પેલા મુસાફરની ટાઢ તો ક્યાંની ક્યાંએ ઊડી ગઈ, અને ઉલટો તેને પુષ્કળ બફારો થવા લાગ્યો. તાપથી ગભરાઈને તેણે થોડી વારમાંજ પોતાનો ડગલો ઉતારી દૂર મૂક્યો. તે જોઈ ચંદ્ર હસી પડ્યા. કોણ મોટું તેનો ઇન્સાફ આપોઆપજ થઈ ગયો!

---

# બે બળદ.

એક ખેડુતને લાલ ને ધોળો એવા બે બળદ હતા. એક દિવસ તેમને ગાડે જોડી ખેડુત બીજે ગામ જતો હતો, તેણે પોતાના મોતીઓ નામના વહાલા કુતરાને પણ સાથે લીધો હતો. રસ્તે જતાં બંને બળદ વચ્ચે નીચે પ્રમાણે બોલાચાલી થઈ:—

લાલ—અલ્યા જરા ઠીક ખેંચની! મારૂં ગળું તણાય છે!

ધોળો—ભાઈ સાહેબ, આપજ બરોબર ખેંચોની. જોતા નહિ હો કે મારી ખાંધ છોલાઈ જાય છે!

લાલ—તું હંમેશાં આડું ખેંચી મને દુઃખ દે છે.

ધોળો—તું તો મને દુઃખ દે છે! નથી બોલતા ત્યારે વળી.

લાલ—બેસ બેસ હવે. ગઈ કાલે પણ તેં મારા કાનમાં તારૂં શિંગડું ઘોચી ઘાલ્યું હતું!

ધોળો—ને તેં તે દહાડે મારી આંખ ફોડી નાખી હતી તે નહિ કે?

લાલ—તું લુચ્ચાઈ કરી મારા જેટલા જોરથી ખેંચતો નથી તેમાં હું શું કરૂં?

ધોળો—તું ખાઇને મોટા પાડા જેવો થયો છે, તે વધારે ખેંચે તેમાં નવાઈ શી?

લાલ—તું ખાતો નથી તે ભોગ તારા. પેલા જન્મે ખવડાવ્યું હોય તો ખાયને!

ધોળો—મુઓ આ ખેડુત પણ મનેજ માર માર કરે છે. આ મોટા ભીમને તો મારતોજ નથી.

લાલ—તેમાં મને શું કરવા બીમ કહે છે. તને તે મારે છે
તેમાં હું શું કરૂં?

ધોળો—હું તો થાકયો તારાથી. દૈવે તારી સાથે તે ક્યાં
પાનું પાડ્યું!

લાલ—હું કંઈ તને કહેતો નથી કે તું મારી સાથે જોડા.
ખેડુતને કહેની, કે તારા જેવા મુડદાલને મારી સાથે
જોડી મને નાહક હેરાન કરે નહિ.

આમ તકરારમાં પડવાથી તેઓ ગાડું રસ્તાસર ખેંચ-
વાનું ચૂકયા ને તે ખાડામાં પડ્યું. ખેડુત બહુ ગુસ્સે થઇ
ગયો, ને મોટી ડાંગ વડે બંનેને બબ્બે ચચ્ચાર ઝપાટા
ખેંચી કાઢ્યા. આથી પેલો કુતરો જે બંનેની તકરાર સાંભળતો
સાંભળતો ચાલતો હતો, તેણે તેમને કહ્યું:—

મૂર્ખાઓ, તમે એક બીજા સાથે મળીને કામ કર્યું હોત,
તો આવો વખત ન આવત. કોઈ જરા વધારે કામ કરે, ને
કોઈ જરા ઓછું કરે તેથી શું? ઈશ્વરે બધાંને સરખી શક્તિ
આપી નથી. વળી રાતદહાડો સાથે રહીએ ને સાથે કામ
કરીએ; તો કોઇનો હાથે અડકે ને કોઇનો પગે અડકે. તેમાં
નકામું વઢવું શું? હવેથી ગઈ ગુજરી ભૂલી જઇને એક
બીજાની ખામી પૂરી લઈ સાથે કામ કરશો તો સુખી થશો.

બંને બળદોએ મોતીઆની શિખામણ પ્રમાણે ચાલવાનો
ઠરાવ કર્યો, ને તે પ્રમાણે વર્ત્તતાં બંને સુખી થયા.

# પતંગીઉં અને દીવો.

(પતંગીઉં ને માખી ટેબલ પર બેઠાં છે. પાસે દીવો બળે છે.)

પતંગીઉં–(આનંદથી) અહા, આ દીવો શો સુંદર પ્રકાશ આપે છે!

માખી–(ગંભીરાઈથી) બહુ સુંદર; પણ મિત્ર, જોજે એના રૂપથી લોભાઈ એની પાસે જતો! તેમ કરવું જરા પણ સહીસલામતીભર્યું નથી.

પતંગીઉં–(આશ્ચર્યથી) કેમ વારૂ? આવી સુંદર વસ્તુને પાસે જઇ જોવામાં હાનિ શી છે? ખરો આનંદ પાસે જઈ જોઇએ તોજ લેવાય.

માખી–વાત ખરી છે, પણ એવો આનંદ લેવા જતાં મારી શી સ્થિતિ થઈ છે, તે તું જુએ છે કે નહિ?

પતંગીઉં–અરે, તું તો દાઝી છે! આવી સુંદર, પ્રકાશિત વસ્તુથી દઝાય? બીલકુલ ખોટું. કોઈ બીજી જગ્યાએ એમ થયું હોવું જોઇએ. અહા, શો સુંદર પ્રકાશ!

માખી–મિત્ર, જોજે ભૂલીશ. ઉજળું એટલું હંમેશાં દૂધ હોતું નથી. દેખાવે સુંદર વસ્તુઓ કેટલીક વાર બહુ નુકસાનકારક હોય છે.

પતંગીઉં–હવે રહેવા દે તારૂં ડહાપણ. હું નજરે આવી સુંદર વસ્તુ જોઉં છું ને! આમ કહી તું મારા આનંદમાં વિઘ્ન શા માટે નાખે છે?

માખી–ભાઈ, તું વગર સમજે બકે છે. મારૂં કહેવું તને અનુભવ વિના નહિ સમજાય. પણ ફરી કહું છું, કે એતો બળે છે, અને પાસે જવામાં તારો જીવ જોખમમાં છે.

પતંગીઉં–( હસીને ) તારા આવા ડહાપણડાહ્યલાવેડા મને ગમતા નથી. પોતાને આનંદ લેવો નહિ, ને બીજા લેવા મન કરે તો તેનું મન ભાગી નાખવું.

( પતંગીઉં દીવા પાસે જાય છે ને દાઝી નીચે પડે છે. બુમ સાંભળી માખી પાસે જાય છે.)

માખી–જો, મેં કહ્યુ નહોતું! મૂર્ખાઈથી તેં મારા અનુભવ ને ઉંમરનો લાભ લીધો નહિ.

પતંગીઉં–તેનુંજ ફળ આ ભોગવું છું. હાય! (મરી જાય છે.)

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૪ | ઑસિ; પ્રેક્ટિસિંગ્ | ઑસિ; પ્રૅક્ટિસિંગ |
| ૩ | ૮ | નીતિગર્ભ | નીતિગર્ભ, |
| ૧૦ | ૧૦ | સવાંરમાં | સવારમાં |
| ૧૧ | ૩ | વડગાડી | વળગાડી |
| ૧૫ | ૫ | દરિઆમાંજ | દરિયામાંજ |
| ૧૭ | ૫ | 'મજાક' ને બદલે | 'એમને' મૂકો. |
| ૧૭ | ૫ | દાંતીયા | દાંતીયાં |
| ૨૪ | ૧૨ | ! વાહ | વાહ ! |
| ૨૪ | ૧૬ | આથા | આથી |
| ૨૪ | ૧૭ | ગયા, | ગયા. |
| ૨૪ | ૧૮ | શેઠ | શેઠ, |
| ૨૪ | ૧૯ | રૂપીઆની. | રૂપીઆની, |
| ૨૪ | ૨૩ | જેનેજડી | જેને જડી |
| ૩૩ | ૬–૧૪ | બેહેન, બેહન | બહેન |
| ૩૫ | ૫ | કહ્યું, | કહ્યું: |
| ૩૬ | ૧૧ | પહોંચતાં | પહોંચતા |
| ૩૯ | ૪ | હમણાં | હમણા |
| ૪૦ | ૧૦ | છીએ | છે |
| ૪૨ | ૧૩ | નથી | નહિ |
| ૪૩ | ૧૮ | જીત્યા ? | જીત્યા ! |
| ૪૮ | ૧૩ | 'ભારે' | કાઢી નાખો |
| ૫૪ | ૧૧ | રામા એ | રામાએ |
| ૫૯ | ૧૨ | પણ; | ; પણ |
| ૫૯ | ૧૨ | પોતાના | પોતાનો |
| ૫૯ | ૧૩ | જતો. | જતો |

## આજ લેખકનાં અન્ય પુસ્તકો:—

૧. **પ્રેમ-પુષ્પાંજલિ** ( વડોદરા રાજ્યમાં ઇનામ તથા લાયબ્રેરિ માટે મંજુર ). રૂ. ૦-૧૮

૨. **બોધોદય** ( સરકારી કેળવણી ખાતામાં ઇનામ માટે મંજુર ). ૦—૬

૩. **મુદ્રિકાદ્રય** ( રસભરી ટુંકી વાર્તા ) ૦—૧-૩

૪. **રાધારાણી** „ (પ્રેસમાં છે)

૫. **અમરસિંહ** ( ઐતિહાસિક નવલકથા; સચિત્ર ). (પ્રેસમાં છે)

